રવીન્દ્રબાબુ કૃત

# મુક્તધારા

અનુવાદક:


કરસનદાસ નરસિંહ માણેક.



સંવત ૧૯૭૮, પ્રત ૧,૧૦૦,

મૂલ્ય ૭ આના.

પ્રકાશક.

રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક,
રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય તરફથી
અમદાવાદ.

મુદ્રક:

શાહ મોહનલાલ ચીમનલાલ,
ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ, કં. લી.
ટંકશાળ, અમદાવાદ.

# પ્રસ્તાવના.

દિવ્ય ગાયો એટલે અંતરિક્ષનાં પાણીનો નિરોધ કરનાર વૃત્રને મારી ગાયોને મુક્ત કરનાર ઇન્દ્રનાં યશોગાન ઋગ્વેદે ગાયાં છે. આ કલ્પનાનું રહસ્ય આપણે સમજી શકતા નથી. પણ સ્વતંત્રતાનાં દિવ્ય પાણીને મુક્તિ આપનાર વીરનાં યશોગાન આપણો ઇતિહાસ હાલ ગાય છે અને ગાશે તે તો બરાબર સમજી શકીએ છીએ.

આ 'મુક્તધારા'માં એવા એક વીરનાં યશોગાન છે. આ આખા નાટકની કેન્દ્રભૂત કલ્પના મુક્તધારાના ધોધની છે. કવિએ પોતે કહ્યું છે કે માનવજીવનમાં 'સ્વાતંત્ર્ય' શબ્દનો જે કાંઇ અર્થ છે તેનો એ વ્યંજક છે. આ એકજ કલ્પનામાં કવિની પ્રતિભા આપણે પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ. પાણી એ સ્વભાવથી શુદ્ધ છે, મુક્ત છે, મુક્તિમાં જ એની શુદ્ધિ રહેલી છે અને સંસ્કૃત ભાષાના આશ્રયથી શ્લેષ પણ કરી શકીએ કે પાણી એજ માનવનું જીવન છે. સ્વાતંત્ર્ય પણ સર્વથા એવું છે. બન્ને ભૂમિને રસાળ અને ફળદ્રૂપ કરવા સરજેલી ઇશ્વરદત્ત બક્ષિસો છે. બન્ને સ્વાભાવિક માર્ગમાં વહેતાં જગતના મહાસંગીતમાં પોતાનો સ્વર મેળવે છે પણ નિરોધ થતાં કોપીને ગર્જના કરે છે, અને એ નિરોધક તત્ત્વનો નાશ થતાંસુધી જંપતા નથી. પાણી અને સ્વાતંત્ર્ય પોતે પોતાનો માર્ગ કરી જ લે છે.

પાણી જેવી ઇશ્વરદત્ત બક્ષિસનો નિરોધ કરનાર ચિત્તવૃત્તિનું સુંદર પ્રકટીકરણ વિભૂતિના પાત્રમાં થાય છે. તે રાજસત્તાનો, રણથી જીતનારી રાજસત્તાનો અંશ છે. તે રાજલોભના હેતુઓ પાર પાડવામાં સાધનભૂત થાય છે, અને તેમાં રાજસત્તાનો અચકાયા વિના ગમે તેમ ઉપયોગ કરે છે. તે પોતાના બુદ્ધિવૈભવથી મુક્તધારાનો ધોધ બાંધે છે. તેનામાં માત્ર યંત્ર સરજવાની શક્તિ છે, જે યંત્ર અતિ વિકરાળ સ્વરૂપથી આકાશના શાન્તિદાયક સ્વરૂપમાં પણ વિક્ષેપ કરે છે અને જેનું શિખર ચીસની પેઠે આકાશને ભેદે છે. એ ચીસ

જાણે અનેક નિર્દોષ માણસોનો એ જડ યંત્રને માટે જે ભોગ આપેલ હતો તેમના પ્રાણની ચીસ હતી ! આ યંત્ર કરવામાં અનેક બાળકોની હત્યા થઇ હતી, અને દેશની અંબા–દેશની માતાઓ જાણે વિજયમૂઢ સત્તાધારીઓને ગાંડી થઇને નિષ્ફળ ફરિયાદો કરતી હતી.

આ મુક્તધારા બાંધવાનું પ્રયોજન શિવતરાઇના રહેવાસીઓને વશ કરવા એ હતું. મુક્તધારા બંધ કરી તેઓને નિરંતર દુષ્કાળના સ્થિતિમાં રાખવા, તે સ્થિતિમાંથી પછી તેમને ઉગારવા કંઇક દાન કરવાની પરમ કરૂણા બતાવવી એવી રાજનીતિ હતી. તેમને વશ કરવાનું કારણ એ હતું કે તેઓ હલકા કુકમના હતા. તેઓ હલકા કુકમના હતા કારણ કે તેઓનાં નાક ઉંચાં નહોતાં ! ! હલકા લોકો ઉપર રાજ્ય કરવું એ માત્ર રાજ્યનીતિજ નહિ પણ ઇશ્વરની યોજના એમ ઉત્તરકૂટનું એ રાજ માનતું હતું.

આ ઝરાને તેની મુક્તિ આપનાર કુમાર અભિજિત છે. તે મુક્તધારાપાસેથી જડેલા છે પણ તે સામ્રાજ્યનો શાસક થશે એવી ભવિષ્યવાણી હતી તેથી રાજ્યના લોભે તેને રાજકુમાર તરીકે ઉછેર્યો હતો. પણ તેને મુક્તધારાના રવમાં માતાની વાણી સંભળાય છે, ભવિષ્યના માર્ગો ખુલ્લા કરવાનાં સ્વપ્નાં આવે છે, અને ખરી હકીકત ઝાઝીવાર ગુપ્ત રહી શકતી નથી. યંત્રમાં અમુક જગાએ નબળી જગા છે એ વાતની એને ખબર પડે છે. એ કાચી જગાનો લાભ લેનાર માણસ પડે તેજ પ્રવાહમાં તણાઇ મરી જશે એ બાબત વિભૂતિને મનઃ સલામતીના આશ્વાસન અને અભિમાનનું કારણ હતું. પણ અભિજીત એ પાળ તોડે છે, અને તેમાંજ પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે. અને **क ईप्सितार्थ स्थिर निश्चयं मनः । पयश्च निम्नाभिमुखं प्रतीपयेत् ॥**[1] એ મહા કવિએ ગાયેલ બન્ને સત્યો એકજ કાર્યમાં સિદ્ધ થાય છે.

---

૧. ઇપ્સિત અર્થમાં સ્થિર નિશ્ચયવાળા મનને અને નીચાણ તરફ વહેતા પાણીને કોણ પાછાં વાળી શકે. ‘ કુમારસંભવ ’.

યન્ત્ર અને જીવનનો આજ ફરક છે. યન્ત્ર માત્ર બીજાને મારી શકે છે. જીવન પોતાને અર્પણ કરી મુક્તિ મેળવી શકે છે. તે મરીને અમર થાય છે અને મુક્તિ આપીને સામ્રાજ્ય સ્થાપે છે અને એજ ખરૂં સામ્રાજ્ય છે જીવન, વેદાન્તમાં કહ્યું છે તેમ, નિત્ય શુદ્ધ મુક્ત સ્વભાવ છે.

આ ઉપરાંત ધ્યાન ખેંચે એવું પાત્ર ધનંજય છે. તે લોકોને સ્વયં સ્વતંત્ર થવા, કેવળ આત્મબળથી સ્વતંત્ર થવા બોધ આપે છે. પણ જાણે સ્વતંત્રતા કાંઈ વસ્તુ હોય અને ધનંજય મંત્રસિદ્ધિથી તેનું દાન લોકોને કરવાનો હોય એમ લોકો તેની પછવાડે ફર્યાં કરે છે અને બીજી પરતંત્રતા ઉપરાંત ધનંજયની એક વિશેષ પરતંત્રતા સ્વીકારે છે. સ્વતંત્રતા તે આત્મજ્યોત છે. એક જ્યોતથી બીજી સળગાવાય ખરી પણ પછી તો જ્યોત પોતાની સામગ્રીથી જ બળતી રહે. આ લોકો પોતે સ્વતંત્ર થઇ શકતાં નથી પણ જ્યારે અભિજિત જેનામાં આત્મજ્યોત જાગી છે તે રાજપાટનો લોભ છોડી સ્વાર્પણ કરે છે ત્યારે જ મુક્તધારાનો ધોધ મુક્ત થાય છે, અને ખરૂં સામ્રાજ્ય સ્થપાય છે.

ધનંજય નામ મહાભારતમાં અર્જુનનું છે. એમ પણ ન હોય કે ચાલુ મહાભારતમાં વિજયશ્રી વરનાર આ ધનંજય હોય— વિષાદની નિર્બળતાથી શસ્ત્રો છોડી દેનાર નહિ પણ આધ્યાત્મિક શ્રદ્ધાબળથી શસ્ત્ર છોડી ચાલુ મહાભારતમાં યુદ્ધ કરનાર એક વીર ? ગત મહાભારતમાં માત્ર નારાયણે શસ્ત્ર છોડયાં હતાં તો ચાલુ મહાભારતમાં નર છોડે એટલી નરની પ્રગતિ ન થઇ હોય !

ડૉ. રવીન્દ્રનાથ ઠાકુરની જે પ્રતિભા તેમનાં બીજાં નાટકોમાં આપણે જોઇએ છીએ તે આમાં દેખાતી નથી. નાટકની કલા પારદર્શક છે. આજ વિષય ઉપર કવિએ નિબંધરૂપે દર્શાવેલા વિચારો આપણે કલા સોંસરા જોઈ શકીએ છીએ. પહેલા વિચારો અને પછી કલાત્મક સ્વરૂપ એમ આપણને ભાન થાય છે. કાવ્યનાં આત્મા અને શરીર

બન્નેની એક ઘટના આપણને પ્રતીત થતી નથી. તો પણ શબ્દે શબ્દે, કલ્પનાએ કલ્પનાએ એ જગત્પ્રિય કવિની પ્રતિભાની છાપ તો છેજ.

કહેવાની જરૂર નથી કે આ નાટકમાં આપણા કવિદ્રષ્ટાએ સમસ્ત હિંદુસ્તાન આગળ સ્વરાજ ભાવના અને પરદેશી અમલના વિરોધનો જે વિકટ પ્રશ્ન ઉપસ્થિત થયો છે તે સંબંધી પોતાના વિચારો કલામાં મૂકેલ છે. તેમાં પણ આ રાજકીય પ્રશ્નનો જે ફડચો ગૂજરાતમાંથી ઉદ્‌ભવ્યો છે તે અસહકાર વિષે પણ ટીકા છે એટલે ગૂજરાતને આ જરૂર મનનીય છે.

આ પ્રમાણે રાષ્ટ્રના એક પ્રાન્તનું સાહિત્ય બીજા પ્રાન્તમાં ઉતરે એ રાષ્ટ્રની એકતાનું સુચિહ્ન છે. પૂર્વે આ સાહિત્યની એકતા એકભાષા દ્વારા એટલે સંસ્કૃત ભાષા દ્વારા સધાતી અને તે જતાં હાલ એ એકતા ભાષાન્તરોથી સધાય છે. સાહિત્યનું ઐક્ય અને રાષ્ટ્રનું ઐક્ય એ બન્ને આ પ્રવૃત્તિથી એકબીજાને પોષે છે.

આવા યોગ્ય પુસ્તકના ભાષાન્તરનું કામ ભાઇ કરસનદાસે ભાઈ શાન્તિલાલ ત્રિવેદીની મદદની સાથે લીધું તે તેમની સાહિત્ય સંબંધી જાગૃતિ સૂચવે છે. વિદ્યાર્થી અવસ્થામાં પણ આવું સારૂં છતાં રસવાહી ભાષાન્તર તેઓ કરી શક્યા એ જોતાં, ગૂજરાત મહાવિદ્યાલયના અમારા સંબંધને લીધે તેમના કાર્યથી મને સાત્ત્વિક અભિમાન થાય છે. અને માટેજ તેના ગુણદોષની વધારે ચર્ચા ન કરતાં તે સંબંધી અભિપ્રાય બાંધવાનું કામ વાંચનારાઓને સોંપું છું. માત્ર એટલી આશા રાખું છું કે આ ભાષાન્તર સત્કાર તો પામશે જ.

**અમદાવાદ,**
શ્રાવણ વદ ૧૨
ને રવિવાર.

રામનારાયણ વિ. પાઠક.

# મુક્તધારા.



[ દૃશ્યઃ ઉત્તરકૂટનો પહાડી પ્રદેશ તથા ભૈરવના મંદિરભણી જનારો તેમાંનો એક રસ્તો. ( આખાં નાટક દરમીઆન દૃશ્ય એનું એજ રહે છે.)

પાછળના ભાગમાં લોઢાના એક જબરદસ્ત યંત્રનું ઉપરનું ચોકઠું દેખાય છે; એની સામે ભૈરવના મંદિરનું ત્રિશૂલવાળું શિખર છે.

રસ્તાની બાજુએ અમરાઈમાં ઉત્તરકૂટના રાજા રણજીતનો શિબિર છે. આજે ભૈરવમંદિરે અમાસની આરતીનો ઓચ્છવ છે; રાજા પગપાળો ત્યાં જવા નીકળેલો હોઇ માર્ગમાં આ સ્થળે પડાવ નાખી વિશ્રાન્તિ લે છે. પચ્ચીસ વરસના તનતોડ પ્રયાસને પરિણામે તેનો યંત્રરાજ વિભૂતિ મુક્તધારા નામના ધોધની આડે બંધ બાંધવામાં સફલ થયો છે.

ઉત્તરકૂટવાસીઓ પોતપોતાની પૂજાની સામગ્રી લઇને મંદિરે જતા તથા યંત્રરાજ વિભૂતિની સફળતા ઉજવવા માટેનો ઓચ્છવ મંદિરના ચોગાનમાં કરવાની તૈયારીઓ કરતા જોવામાં આવે છે.

આગળના ભાગમાં મંદિરના પૂજારીઓ છે. તેઓ મંદિરની પ્રદક્ષિણા કરે છે. ભૈરવ નાથની સ્તુતિ ગાતા ગાતા કેટલાક આરતી ઉતારે છે, કેટલાક ઝાલર વગાડે છે તથા કેટલાક શંખ ફૂંકે છે ]

### સ્તુતિ.

જય ભૈરવ, જય શંકર,
જય જય જય પ્રલયંકર,
શંકર શંકર.

જય સંશયભેદન,
જય બંધન-છેદન,
જય સંકટ-સંહર,
શંકર શંકર.

[ તેઓ ગાતા ગાતા જાય છે. એક પરદેશી પૂજામાટે નૈવેદ્ય લઇને આવે છે અને એક ઉત્તરકૂટવાસીને પ્રશ્ન કરે છે. ]

### પરદેશી.

આકાશની આડે એ શું કરેલું છે ભલા ? ભયંકર છે !

### ઉત્તરકૂટવાસી.

ખબર નથી ? હં, હં. પરદેશી લાગે છે. એ તો યંત્ર છે.

### પરદેશી.

યંત્ર શેનું ?

### ઉ. વા.

યંત્રરાજ વિભૂતિ પચ્ચીસ વરસથી એની પાછળ મંડયા હતા. એ હજુ હમણાં જ પૂરૂં થયું છે; એનો આજ ઓચ્છવ છે.

### પરદેશી.

યંત્રનું કાર્ય શું છે

### ઉ. વા.

મુક્તધારાના ધોધને બાંધવાનું.

પરદેશી.

બાપ રે ! મોટો રાક્ષસ જાણે ! નિર્માંસ જડબાંવાળી અજગરની ખોપરી ઉંધી લટકતી હોય નહિ એમ લાગે છે. એને રોજ રોજ જોવાથી તમારો પ્રાણપુરૂષ સુકાઇને લાકડી જેવો થઇ જશે.

ઉ. વા.

અમારો પ્રાણપુરૂષ તો મજબુત છે; ચિંતા ન કરો.

પરદેશી.

તોપણ સૂર્ય તથા તારાઓ સામે ખુલ્લી મૂકવા જેવી આ ચીજ નથી. જુવોને, એ જાણે આખાં આકાશને ગભરાવી મૂકે છે !

ઉ. વા.

ભૈરવની આરતીના દર્શને નથી આવવું ?

પરદેશી.

એટલા માટે તો હું આવ્યો છું ને ! દર વરસે આ વખતે હું મારી પૂજા લઇને આવું છું. પણ આવા રાક્ષસી બંધ આકાશમાં મેં અગાઉ કદી પણ જોયા નથી. મંદિરના શિખરથી યે ઉંચે એને રહેવા દેવામાં પાપ નથી ?

[ જાય છે. ]

[ અંબા નામની એક સ્ત્રી સફેદ બુરખો ઓઢીને પ્રવેશ કરે છે; બુરખો જમીનપર ધૂળમાં ઘસડાય છે. ]

અંબા.

મારો સુમન ! મારો સુમન ! ( ઉત્તરકૂટવાસીઓને ) મારો સુમન પાછો નહિ આવે ? આ તમે બધા ય તો પાછા આવ્યા છો !

ઉ. વા.

તમે કોણ ?

અંબા.

હું જનાઇ ગામની અંબા. સુમન, મારી આંખોનું નૂર, મારાં જીવનનું જીવન, મારો સુમન!

ઉ. વા.

તેને શું થયું છે ?

અંબા.

તેને કયાંક લઇ ગયા છે. હું મંદિરે ભૈરવનાથની પૂજા કરવા ગઇ હતી અને વાંસેથી કોઇક તેને લઇ ગયું.

ઉ. વા.

ત્યારે તો બંત્રના બાંધકામમાટે તેને વેઠે લઇ ગયા હશે.

અંબા.

સાંભળ્યું છે કે તેને આ રસ્તે થઇને ગૌરીપર્વતની પશ્ચિમે લઇ ગયા છે. એટલે દૂર મારી નજર પહોંચતી નથી. એની પાર હું રસ્તો નથી જોઇ શકતી.

ઉ. વા.

કકળ્યે શું વળવાનું છે. આજે સપરમો દિવસ છે. અમે મંદિરે જઇએ છીએ. તમે પણ ચાલો.

અંબા.

નારે બાપુ! તે દિવસે ય હું ભૈરવની આરતીને દર્શને જ ગઇ હતીસ્તો! હું એ મંદિરે જતાં ડરૂં છું. હું તમને કહું ? આપણી પૂજા એને તો પહોંચની જ નથી. અદ્ધરથી જ કોઇ ભરખી જાય છે.

ઉ. વા.

કોણ ?

અંબા.

મારા સુમનને લઇ ગયો તે ! કોણ એની મને ખબર નથી. સુમન ! મારો સુમન ! મારો વહાલો સુમન !

[ તેઓ જાય છે. ]

[ ઉત્તરકૂટના યુવરાજ અભિજીત પાસેથી આવેલ દૂત મંદિરે જવા નીકળેલા વિભૂતિને રસ્તામાં મળે છે. ]

દૂત.

વિભૂતિ, યુવરાજે મને આપની પાસે પાઠવ્યો છે.

વિભૂતિ.

શો આદેશ છે એમનો ?

દૂત.

આજસુધી આપ મુક્તધારાની આડે બંધ બાંધવામાં મંડ્યા હતા. વખતોવખત બંધ તૂટી પડતા અને લોકો કેટલાક માટી અને રેતી નીચે ગૂંગળાઇને તથા કેટલાક પૂરમાં તણાઇને મરી જતા. આજે, આખરે—

વિભૂતિ.

મારો ઉદ્દેશ સિદ્ધ થયો છે. એ લોકોનાં પ્રાણોનું બલિદાન આજ સફળ થયું છે.

દૂત.

શિવતરાઇવાસીએ હજુ આ ખબર જાણતા નથી. પ્રભુના પ્રસાદરૂપ પાણીને તેમની પાસેથી કોઇ ખૂંચવી શકે એ તેઓ માની શકતા નથી.

**વિભૂતિ.**

પ્રભુએ તેમને તો ફક્ત પાણી જ આપ્યું છે; પણ મને એ પાણીને બાંધી લેવાની શક્તિ આપી છે.

**દૂત.**

તેઓ નિશ્ચિન્ત છે—ખબર નથી કે એક અઠવાડીઆમાં તેમનાં ખેતરો—

**વિભૂતિ.**

તેમનાં ખેતરોની વાત મૂકો.

**દૂત.**

એ ખેતરોને પાણી જતું રોકી, સૂકવી નાખવાનો તમારો ઉદ્દેશ ન હોતો ?

**વિભૂતિ.**

મારો ઉદ્દેશ તો મનુષ્યને બંડખોર રેતી, જલ, તથા પત્થરો પર વિજય અપાવવાનો હતો. કોઈ ઠેકાણે કોઇ અભાગીયા ખેડુતના ખેતરનું શું થશે એનો વિચાર કરવાની તસ્દી લેવા પુરતો મને સમય ન હોતો.

**દૂત.**

પરંતુ હવે તે વિચારવાનો સમય આવ્યો છે કે નહિ એમ યુવરાજજી પુછાવે છે.

**વિભૂતિ.**

ના ! હવે તો મારૂં મગજ એ યંત્રનાં ગૌરવનું ચિંતવન કરવામાં રોકાયલું છે.

**દૂત.**

ભૂખના પોકારથી તમારાં એ ચિંતવનમાં વિક્ષેપ નહિ પડે ?

### વિભૂતિ.

ના! પાણીનું દબાણ મારા બંધને નહિ તોડી શકે! ભૂખનો પોકાર મારાં યંત્રને નહિ ખસેડી શકે!

### દૂત.

નીસાસાથી ડરતા નથી?

### વિભૂતિ.

નીસાસાથી? જ્યારે ઉત્તરકૂટના મજુરો ખૂટવા આવ્યા હતા ત્યારે રાજાજીની આજ્ઞાથી પત્તનગ્રામના દરેક ઘરમાંથી અઢાર વરસની ઉપરના બધા જુવાનોને મેં અહિં તેડાવ્યા હતા, અને એમાંના ઘણાખરા તો પાછા ઘેર જવા પામ્યા જ નહિ. માતાઓના નીસાસા ઉપર મારાં યંત્રે વિજય મેળવ્યો છે. સાક્ષાત્ ઇશ્વરની શકિત સામે જે લડે તે મનુષ્યોના નીસાસાથી કેમ ડરે?

### દૂત.

યુવરાજજીથી કહાવે છે કે સર્જનની કીર્તિ તો આપને હવે મળી ચૂકી છે; હવે એ સર્જનને નષ્ટ કરી નાખી મહત્તર કીર્તિ સંપાદન કરવાનો સમય આવ્યો છે.

### વિભૂતિ.

જ્યાં લગી કાર્ય પૂરૂં ન હોતું થયું ત્યાં લગી એ મારૂં હતું; પરંતુ હવે જ્યારે તે પૂરૂં થયું છે ત્યારે તે સમગ્ર ઉત્તરકૂટનું થયું છે. તેને નષ્ટ કરવાનો અધિકાર હવે મને નથી.

### દૂત.

યુવરાજજીએ કહાવ્યું છે કે હું પોતે એ અધિકાર મારા હાથમાં લેવા માગું છું.

### વિભૂતિ.

આ શબ્દો સ્વયં યુવરાજજીના છે? શું તે આપણા નથી? ઇશ્વતરાઇના છે?

### દૂત.

તેઓ કહે છે કે ઉત્તરકૂટમાં કાંઇ યંત્રનું જ રાજ્ય નથી, ઇશ્વરનું પણ છે, એ વાત હું પુરવાર કરવા માગું છું.

### વિભૂતિ.

યંત્રના બળથી ઇશ્વરનું સિંહાસન એ આપણું જ છે એમ સાબીત કરવું એ મારૂં જીવનસૂત્ર છે. જાઓ, અને યુવરાજજીને કહો કે યંત્રનો પંજો ઢીલો કરવાનો હવે એક પણ માર્ગ ખુલ્લો રહ્યો નથી.

### દૂત.

ઇશ્વર જ્યારે તોડવા માગે છે ત્યારે તેને ત્યાં જવા માટે ધોરી માર્ગની જરૂર રહેતી નથી. આપણાં ધ્યાન બહાર રહી ગયેલાં નાનકડાં છિદ્રોમાંથી તે માર્ગ કાઢે છે.

### વિભૂતિ (ચમકીને)

છિદ્રો!! તેની તમને શી ખબર!!

### દૂત.

કાંઇ નહિ. જેને તેમનો ઉપયોગ કરવાનો છે તેને તેમની ખબર છે.

[ દૂત જાય છે.

[ મંદિરે જવા નીકળેલા ઉત્તરકૂટવાસીઓ રસ્તામાં વિભૂતિને મળે છે. ]

### ૧ ઉ. વા.

વાહ; યંત્રરાજ, તમે તો અજબ માણસ છો! ક્યારે આગળ થઇ ગયા એની કાંઇ ખબરે ય ન પડી.

૨ ઉ. વા.

એ તો એમની સદાની ટેવ છે તે બધાયને મૂકીને કેવી રીતે આગળ થઇ જાય છે એની કોઇને ખબર પડતી નથી. એ આપણા ચબુઆ ગામનો મુંડીયો વિભૂતિ—યાદ છે ને—આપણી હારોહારજ માસ્તર એના કાનમૂળીયાં આમળતા તે! કોને ખબર હતી કે આગળ ઉપર એ આવાં મોટાં કામ કરશે!

૩ ઉ. વા.

અરે, ગોબરૂ, હાથમાં ફુલની ટોપલી ને આમ શું થીજી ગયો છે મ્હોં વકાશીને! વિભૂતિને પહેલવહેલા આજેજ જોયા કે શું? લાવ, લાવ, હાર લાવ, આપણે એમને પહેરાવીએ.

વિભૂતિ.

રહો, રહો, એમ નહિ.

૩ ઉ. વા.

એમ નહિ શા માટે? તમારી મહત્તા વધી છે તેમ તમારૂં ગળું વધીને ઉંટના ગળાં જેટલું લાંબું થયું હોત તો ઉત્તરકૂટના તમામ માણસો મળીને તેના ઉપર નાકની દાંડીને પહોંચે એટલો ઉંચો હારનો થર જમાવત.

૨ ઉ. વા.

હરિશ ઢોલી હજુ આવ્યો નહિ.

૧ ઉ. વા.

એ તો આળસુનો જામ છે. એના બરડા ઉપર સારી પેઠે ઢોલ વગાડવો જોઇએ.

૩ ઉ. વા.

અરે, એમ તો એને આપણાથી સારો ઢોલ વગાડતાં આ-

૪ ઉ. વા.

વિચાર થયો કે સામન્ત પાસેથી રથ માગી લઇ વિભૂતિને તેમાં બેસાડી મંદિરે લઇ જઇએ. પરંતુ ખુદ્દ રાજાજી પણ પગપાળા જ મંદિરે જવા નીકળ્યા સંભળાય છે. તો ચાલો, વિભૂતિને આપણી ખાંધપર બેસાડીને લઇ જઇએ.

નહિ, નહિ, એ મને ન શોભે.

૫ ઉ. વા.

એ શું બોલ્યા ? તમે ઉત્તરકૂટને ખોળે જન્મ્યા છો. હવે તમારે તેની ખાંધે ચડવાનું છે.

[ કાંધ ઉપર લાકડીઓ ગોઠવીને વિભૂતિને બેસાડે છે. ]

બધા.

જય ! યંત્રરાજ વિભૂતિનો જય !

ગાયન.

નમો યંત્ર, નમો યંત્ર, નમો યંત્ર, નમો યંત્ર !

તુમિ ચક્રમુખરમંદ્રિત,

તુમિ વજ્રશક્તિવંદિત,

તવ વસ્તુવિશ્વવક્ષદંશ
ધ્વંસ-વિકટ દંત.
તવ દીપ્ત અગ્નિ શત શતઘ્ની
વિઘ્નવિજય પંથ !
તવ લૌહગલન શૈલદલન,
અચલ-ચલનં મંત્ર.
કભૂ કાષ્ટલોષ્ટ્રઇષ્ટક દૃઢ
ઘન-પિનદ્ધ કાયા,
કભૂ ભૂતલ-જલ-અન્તરીક્ષ—
લંઘન લઘુમાયા.
તવ ખનિ-ખનિત્ર-નખ-વિદીર્ણ
ક્ષિતિ વિકીર્ણ-અંત્ર,
તવ પંચભૂત-બંધનકર.
ઇન્દ્રજાલ તંત્ર.

[ વિભૂતિને લઇને બધા જાય છે. રાજા રણજીત તથા તેનો મંત્રી શિબિરમાંથી આવી પ્રવેશ કરે છે. ]

### રણજીત.

શિવતરાઇની પ્રજાને તમે કેમે ય વશ ન કરી શકયા. આજે આખરે વિભૂતિએ મુક્તધારાને બાંધીને તેમને વશ કરવાનો ઉપાય કર્યો છે. પરંતુ તમારા મ્હોંપર હું હર્ષ જોતો નથી એ કેમ વારૂ ? ઇર્ષ્યા ?

મંત્રી.

ક્ષમા કરો, મહારાજ. કોદાળા અને પાવડાવડે માટી અને પથ્થરજોડે બાથ ભીડવી એ આપણું કામ નથી. આપણું હથીઆર મુત્સદ્દીપણું છે. આપણે મનુષ્યોનાં મન સાથે કામ લેવાનું છે. શિવતરાઇનો શાસનભાર યુવરાજને સોંપવાની સલાહ મેં આપી હતી અને એ નીતિથી જે બંધ બંધાત એ કાચો ન થાત.

રણજીત.

તેમ છતાં પરિણામ શું આવ્યું ? બબ્બે વરસ થયાં તેઓએ કર ભર્યા નથી. દુકાળ કાંઈ આજે જ નવાસવા પડયા છે એમ નથી. પહેલાં યે પડતા. પણ પહેલાંની વારમાં તેઓ કદી પણ કર ભરવો ચૂકતા નહિ.

મંત્રી.

કર કરતાં યે કાંઇક વધારે કીંમતી મળત, પણ એટલામાં તો આપે યુવરાજને પાછા બોલાવી લીધા. રાજકાર્યમાં નાનાંને ઉવેખવાની નીતિ સારી નથી. અસહ્યતા વધતી જાય છે તેમ તેમ નાનાં પોતાના દુઃખોને બળે મોટાં થતાં જાય છે.

રણજીત.

તમારી સલાહનો ઝોક વખતોવખત બદલનો જાય છે. કેટલીવાર તમે કહ્યું છે કે ઉન્નત, સુરક્ષિત જગ્યાએ ઉભા રહી નીચે હોય એવા ઉપર દબાણ કરવું એ સહેલું છે; અને પરદેશી પ્રજાને એવા દબાણ નીચે રાખવી એનું નામ રાજનીતિ. કહો, એ તમારી જ સલાહ કે નહિ ?

મંત્રી.

મારી જ. પરંતુ તે વખતની પરિસ્થિતિ જુદી જ હતી; અને મારી સલાહ સમયોચિત હતી. પરંતુ, આજે—

રણજીત.

યુવરાજને શિવતરાઇ મોકલવો એ મારી ઇચ્છાવિરૂદ્ધ હતું.

મંત્રી.

કારણ ?

રણજીત.

આધ્રા દેવની ઝાઝી માનતા. પરિચય ગૌરવ ઘટાડે. પોતાની પ્રજાનું હૃદય પ્રેમથી વશ કરી શકાય. પરંતુ પરદેશીઓ તો ભયથી જ વશ થાય.

મંત્રી.

મહારાજ, યુવરાજને શિવતરાઇ મોકલવાનું ખરૂં કારણ તો આપ ભુલી જ જાઓ છો. કેટલાક દિવસો થયાં તેમનું મન અત્યંત અશાંત જણાતું હતું; અને આપણને સંદેહ થતો હતો કે પોતે રાજકુટુંબમાં જન્મેલ નથી પરંતુ મુક્તધારાના મૂળ આગળથી જડી આવેલ છે એ વાત તેઓ કોઇને કોઇ રસ્તે જાણી ગયા છે. તેથી એમના મનને બીજી કોઇ બાબત તરફ વાળવા માટે—

રણજીત.

તે તો હું જાણું છું. રોજ રાતે તે ધોધના મૂળ આગળ જતો. એકવાર તો મેં તેને ત્યાં અચાનક પકડી પાડયો અને ત્યાં આવવાનું કારણ પૂછ્યું. તેણે કહ્યું, “ આ જલના રવમાં મને મારી માતાની વાણી સંભળાય છે.”

મંત્રી.

એકવાર મેં તેમને પૂછેલું: "તમને શું થયું છે, યુવરાજ? આજકાલ તમે ઘણુંખરૂં રાજમહેલની બહાર કેમ વસો છો?" તેમણે જવાબ દીધો: "હું જગતમાં માર્ગો ઉઘાડવા આવ્યો છું! મારાં જીવનનું એ રહસ્ય છે! મારે એને સફળ કરવું જોઇએ."

રણજીત.

એ એક મહાન્ સામ્રાજ્યનો શાસક થશે એવી ભવિષ્યવાણીમાં મને શ્રદ્ધા બેસતી નથી.

મંત્રી.

પરંતુ એ જ ભવિષ્યવાણી ભાખવા માટે તો આપના ગુરૂના ગુરૂ અભિરામસ્વામી અહિં સુધી ચાલીને આવ્યા હતા.

રણજીત.

એમાં એમની કંઇક ભૂલ થઇ હશે. યુવરાજના બધા તરંગોથી મને તો હંમેશા નુકસાન જ થયેલું છે. ગયે વખતે પણ એણે પોતાની મૂર્ખતાના તોરમાં નંદીસંકટના માર્ગની આડ બાંધેલી દિવાલો તોડાવી નાખી અને અમારા પૂર્વજોએ વરસોના વરસો સુધી પરિશ્રમ વેઠીને કરેલાં કાર્યને થોડા જ દિવસોમાં નષ્ટ કરી નાખ્યું. હવે શિવતરાઇનું ઊન તથા બીજો માલ આપણા રાજ્યની બહાર લઇ જઇને પણ વેચી શકાશે. એને લઇને ઉત્તરકૂટમાં અન્નવસ્ત્રની મોંઘવારી થશે.

મંત્રી.

યુવરાજ હજુ બાળક છે. પોતાના કર્તવ્યની એક બાજુને જ જોઇ શકે છે. ફક્ત શિવતરાઇનાં હિતને જ લક્ષમાં રાખે છે.

રણજીત.

અરે પણ એનું જ નામ પોતાની પ્રજાનો વિદ્રોહ. શિવતરાઈ-વાળો પેલો વેરાગી ધનંજય, પ્રજાને આપણી સામે ઉશ્કેરવાનો ધંધો જ લઇને બેઠો છે. તેનો આમાં જરૂર હાથ હોવો જોઇએ. એ સાધુડાને એની પોતાની જ કંઠીથી ટૂંપો દેવો જોઇએ. એને પકડવો જોઇએ.

મંત્રી.

મહારાજની ઇચ્છાનો પ્રતિવાદ કરવાનું સાહસ હું નહિ કરૂં. પરંતુ કેટલાક એવા હોય છે કે જેમને પકડવા કરતાં છૂટા રાખ-વામાં વધારે સલામતી છે એ વાત મહારાજના ધ્યાન બહાર નહિ જ હોય.

રણજીત.

ઠીક. તમે એ બાબત ચિન્તા ન કરજો.

મંત્રી.

હું ચિન્તા નથી કરતો, મહારાજને જ ચિંતા કરવાનું કહું છું.

[ પ્રતિહારી પ્રવેશ કરે છે. ]

પ્રતિહારી.

મહારાજના કાકા, મોહનગઢવાળા

રણજીત.

આ વળી એક બીજો. યુવરાજને બગાડનારાઓમાં એ મોવડી. જે સગો થઇને વિરોધ કરે છે તે ખુંધાની ખુંધ જેવો છે. પાછળ ને પાછળ. ન કપાય કે ન સહેવાય! આ શબ્દ કોનો . . .

મંત્રી.

એ તો ભૈરવભકતો મંદિરની પ્રદક્ષિણા કરે છે.

( ભકતો પ્રવેશ કરે છે અને ગાય છે. )

ગાયન.

તિમિર હૃદ્‌વિદારણ,
જ્વલદગ્નિ-નિદારૂણ,
મરૂ—સ્મશાન-સંચર,
શંકર, શંકર.
વજ્રઘોષ-વાણી,
રૂદ્ર શૂલપાણિ,
મૃત્યુ-સિંધુ-સંતર.
શંકર શંકર.

[ તેઓ જાય છે.

[ રણજીતના કાકા મોહનગઢના રાજા વિશ્વજીત પ્રવેશ કરે છે. તેમના કેશ સફેદ છે, વસ્ત્ર સફેદ છે, શિરપેચ સફેદ છે. ]

રણજીત.

પ્રણામ, કાકા મહારાજ. આજ રાત્રિએ ભૈરવના પૂજન નિમિત્તે અમને આપના આગમનનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થશે એવું હું નહોતોધાર તો.

વિશ્વજીત.

તમારી આજની પૂજા ભૈરવનાથ નહિ સ્વીકારે એ વાત તમને જણાવવા આવ્યો છું.

રણજીત.

આપવા આવા શબ્દોથી અમારા મહોત્સવનું અપમાન થાય છે.

વિશ્વજીત.

મહોત્સવ ? શાનો મહોત્સવ ? વિશ્વનાં સકલ તૃષિતજનો માટે દેવાધિદેવના કમંડલુમાંથી સતત વહેતાં જલને બાંધી દેવા માટેનો ? તમે એમ શામાટે કર્યું ભલા ?

રણજીત.

શત્રુઓને દબાવી દેવા માટે.

વિશ્વજીત.

દેવાધિદેવ શત્રુ અને તેનો ભય નથી ?

રણજીત.

તે ઉત્તરકૂટનો પુરદેવતા છે. અમારો વિજય તે તેનો વિજય છે. તથા જ તેણે અમારો પક્ષ કરીને પોતે આપેલું દાન પાછું ખેંચી લીધું છે. તે શિવતરાઇનું હૃદય તૃષાના ભાલાથી વીંધી તેને ઉત્તરકૂટને ચરણે નમાવશે.

વિશ્વજીત.

ત્યારે તો તમારી પૂજા એ પૂજા જ નથી, મજુરી છે.

રણજીત.

કાકા મહારાજ. તમે શત્રુઓના પક્ષપાતી છો, અને સ્વજનોના વિરોધી છો. અભિજીત ભવિષ્યમાં તેના પોતાના થનાર ઉત્તરકૂટના રાજ્યનો કર્તવ્યભાર પૂરેપૂરો નથી ઉપાડી શક્યો એ પણ તમારી જ શિખવણીને લઇને.

### વિશ્વજીત.

મારી શિખવણીને લઇને? શું એક વખત હું પણ તમારી જ ટોળીમાં ન હોતો? તમારાં કાર્યોથી પત્તનમાં ઉઠેલા બંડને, તે આખાં સ્થળને વેરાન કરી નાખી, દબાવી દેનાર શું હું ન હોતો? ત્યારબાદ પેલો છોકરો, અભિજીત, મારા હૃદયમાં વસ્યો—પ્રકાશના ઝમકારા સમો. મારા હૃદયના અંધકારથી અંધ બનીને જેને જેને મેં આઘાત કર્યા હતા તે સઘળાને મેં તે વખતે પહેલી જ વાર સંપૂર્ણ માનવસ્વરૂપે નીહાળ્યા. તમે એને તમારા મહેલમાં સ્થાન આપ્યું તે એટલા માટે કે તમને તેનામાં વિશ્વસમ્રાટ્‌નાં લક્ષણો જણાયાં; અને હવે તમે તેને ઉત્તરકૂટના સિંહાસનની મર્યાદાઓ સાથે સાંકળી રાખવા માગો છો!

### રણજીત.

એ નાનપણમાં મુક્તધારાના મૂળ આગળથી જડી આવ્યો છે એ વાત તેને કહી દેનાર પણ તમે જ હશો મને લાગે છે!

### વિશ્વજીત.

હા, હું જ. દિવાળીના રાતે મારા મહેલમાં એ વાત બની. એ એકલો ઝરૂખામાં ઉભો રહી, ગૌરીના શિખરભણી એકીટશે જોઈ રહ્યો હતો. મેં તેને પૂછ્યું. "ભાઇ, શું જોઇ રહ્યો છે?" તેણે કહ્યું. "હું ભવિષ્યના માર્ગોનું સ્વપ્ન જોઈ રહ્યો છું: પર્વતોના દુર્ગમ્ય ઘાટ સોંસરા એ હજુ બંધાયા નથી: એ માર્ગો દૂરને સમીપ આણવાના છે." એ સાંભળતાં વિચાર થયો કે અજ્ઞાતમાં પોતાનું સ્થાન શોધતા ધોધ પાસે કંઇક ગૃહહીન માતાની કૂખે જન્મેલ આ બાળક કશાથી યે બાંધ્યો રહેશે નહિ. મારા પેટની વાત ન સમાઇ શકી. હું બોલી ઉઠયો, "બેટા, તારો જન્મ થયો ત્યારે પેલા નગ્ન પર્વતે તને તેડયો હતો. તારા જન્મપ્રસંગે તેં મંગલગૃહસંગીત ન હોતું સાંભળ્યું."

રણજીત.

હવે હું સમજ્યો.

વિશ્વજીત.

શું સમજ્યા ?

રણજીત.

જ્યારથી અભિજીતે તમારી પાસેથી આ સમાચાર સાંભળ્યા છે ત્યારથી આપણા રાજકુટુંબપરની તેની મમતાની લાગણી જતી રહી છે. પોતાની ઉદાસીનતા દાખવવા માટે સૌથી પહેલાં તો તેણે નંદીસંકટની દિવાલો તોડાવી નાખી ત્યાંનો માર્ગ ખુલ્લો કરી દીધો.

વિશ્વજીત.

તેમાં નુકસાન શું થયું ? તે ખુલ્લો માર્ગ બધાયનો છે–જેટલો શિવતરાઈનો તેટલો ઉત્તરકૂટનો ય છે.

રણજીત.

કાકા મહારાજ, મેં તમારી પાસે ખૂબ ગમ ખાધી છે. પરંતુ હવે હું આ સાંખી શકતો નથી. તમે સ્વજનવિદ્રોહી છો–મારૂં રાજ્ય છોડીને ચાલ્યા જાવ.

વિશ્વજીત.

તમને છોડવાની શક્તિ મારામાં નથી, પરંતુ તમે મને છોડી દેશો તો હું તે સાંખી રહીશ.

[ જાય છે.

[ અંબા પ્રવેશ કરે છે. ]

અંબા.

કોણ છે એ ભલા ? સૂર્ય લગભગ અસ્ત થવા આવ્યો, પણ મારો સુમન હજુ પાછો ન આવ્યો.

રણજીત.

તમે કોણ ?

અંબા.

હું કોઈ નહિ. જે મારૂં સર્વસ્વ હતો તેને આ રસ્તે લઈ ગયા છે; અને શું આ રસ્તાને અંત જ નથી ? મારો સુમન પશ્ચિમમાં, ગૌરીના શિખરભણી, જ્યાં સૂર્ય ડુબે છે, પ્રકાશ ડુબે છે, જ્યાં બધું ય ડુબે છે તે ભણી ચાલ્યા ને ચાલ્યા જ કરતો હશે ?

રણજીત. ( મંત્રીને )

લાગે છે કે—

મંત્રી.

હા, મહારાજ. એને બંધનાં બાંધકામ સાથે કાંઇક સંબંધ હોવો જોઇએ.

રણજીત.

ખેદ ન કરો. હું તમને ખાતરી આપું છું કે તમારા પુત્રને સર્વથી શ્રેષ્ઠ દાન મળેલું છે.

અંબા.

એમ હોત તો તેણે સાંજરે તે દાન મારા હાથમાં મૂકેલું હોત— હું તેની મા છું.

રણજીત.

તે મૂકશે. તે સાંજનો સમય હજુ આવ્યો નથી.

અંબા.

તમારા મ્હોંમાં સાકર. આ મંદિરના રસ્તા ઉપર હું તેની વાટ જોતી ઉભી રહીશ.

[તે જાય છે.

[ વિદ્યાર્થીઓની ટોળી સાથે ઉત્તરકટનો એક શિક્ષક પ્રવેશ કરે છે. ]

શિક્ષક.

આ કમબખ્ત છોકરાઓ હવે નેતરનો માર માગે છે. બોલો, બોલો, છોકરાઓ, ઉંચામાં ઉંચે સાદે, જય રાજરાજેશ્વર !

વિદ્યાર્થીઓ.

જય રાજરા—

શિક્ષક.

જેશ્વર.

વિદ્યાર્થીઓ.

જેશ્વર.

શિક્ષક.

શ્રી શ્રી શ્રી શ્રી શ્રી. ... ... ... ...

વિદ્યાર્થીઓ.

શ્રી શ્રી શ્રી. ... ... ... ...

શિક્ષક.

પાંચવાર.

વિદ્યાર્થીઓ.

પાંચવાર.

શિક્ષક.

વાંદરા ! બોલો શ્રી શ્રી શ્રી શ્રી શ્રી—

વિદ્યાર્થીઓ.

શ્રી શ્રી શ્રી શ્રી શ્રી—

શિક્ષક.

ઉત્તરકૂટાધિપતિનો જય—

વિદ્યાર્થીઓ.

ઉત્તરકૂટા—

શિક્ષક.

ધિપતિનો.

વિદ્યાર્થીઓ.

ધિપતિનો.

શિક્ષક.

જય !

વિદ્યાર્થીઓ.

જય !

રણજીત.

તમે ક્યાં જાવ છો ?

શિક્ષક.

આપ શ્રીમાન્ યંત્રરાજ વિભૂતિને શિરપાવ આપવાના છો તેથી હું મારા આ વિદ્યાર્થીઓને આનંદ માણવા ઉત્સવે લઈ જાઉં છું. ઉત્તરકૂટની કીર્તિમાં ભાગ લેવાની એક પણ તક મારા છોકરાઓ ચૂકે એ મને પસંદ નથી.

રણજીત.

વિભૂતિએ શું કર્યું છે તે તો આ બધાય છોકરાઓ જાણતા હશે.

છોકરાઓ.

( કૂદતા તથા તાળીઓ વગાડતા )

હા, હા, જાણીએ છીએ. શિવતરાઈના લોકોનું પીવાનું પાણી બંધ કરી દીધું છે.

રણજીત.

શા માટે ?

છોકરાઓ.

તેમને ઠેકાણે લાવવા માટે !

રણજીત.

કેમ ?

છોકરાઓ.

તેમને લાજ વાળવા માટે !

રણજીત.

પણ શું કરવા ?

છોકરાઓ.

કારણ કે તેઓ ઘણા ખરાબ છે!

રણજીત.

ખરાબ શી રીતે?

છોકરાઓ.

ઓહો! તેઓ અતિશય ખરાબ છે, તેની બધાયને ખબર છે!

રણજીત.

એટલે તમને તો ખબર નથી ને કે શી રીતે?

શિક્ષક.

તેઓ જાણે છે, મહારાજ. (છોકરાઓ પ્રત્યે) તમને શું થયું છે—બેવકુફો! તમારાં પુસ્તકોમાં—પુસ્તકોમાં તમે ભણ્યા નથી કે (બહુ જ ધીમે સાદે કાનમાં) તેમનો ધર્મ ઘણો ખરાબ છે.

છોકરાઓ.

હા, હા, તેમનો ધર્મ ઘણો ખરાબ છે.

શિક્ષક.

અને તેઓ આપણા જેવા નથી! કેમ બોલતા નથી? (નાક બતાવીને)

છોકરાઓ.

તેમનાં નાક ઉંચાં નથી!

શિક્ષક.

શાબાશ. આપણા પ્રોફેસર સાહેબે શું સાબીત કર્યું છે—ઉંચાં નાક શું બતાવે છે?

છોકરાઓ.

જાતિની ઉચ્ચતા !

શિક્ષક.

શાબાશ. અને ઉચ્ચ જાતિઓનું કામ શું? બોલતા કેમ નથી? તેઓ આખી દુનીઆને-બોલો, બોલો-આખી દુનીઆને પોતાને તાબે કરે છે! ખરૂં ને?

છોકરાઓ.

બરાબર. આખી દુનીઆને તેઓ પોતાને તાબે કરે છે.

શિક્ષક.

યુદ્ધમાં ઉત્તરકૂટ કદી પણ હાર્યું છે?

છોકરાઓ.

ના, કદીયે નહિ.

શિક્ષક.

આપણા આ મહારાજના દાદા પ્રાગજીતે ફક્ત ૨૯૩ સિપાહીઓવડે દક્ષિણના ૩૧૭૦૦ જંગલી લોકોને નસાડયા હતા! ખરૂં ને!

છોકરાઓ.

બરાબર, બરાબર.

શિક્ષક.

આપ શ્રીમાને ખાતરી રાખવી કે આ જ છોકરાઓ, એક દિવસ, ઉત્તરકૂટની હદથી બહાર જન્મ લેવાનું દુર્ભાગ્ય જેમને પ્રાપ્ત થયું હશે, તે સઘળાના કાળરૂપ થશે. એમ ન થાય તો હું શિક્ષક થયો ન થયો! એક ક્ષણભર પણ હું અમ શિક્ષકોને શિરે રહેલી જવાબદારીને

ભૂલી જઇ શકતો નથી. અમે મનુષ્યો તૈયાર કરીએ છીએ! તમારા મુત્સદ્દીઓ તો ફક્ત તેમની મારફત પોતાનો વ્યવહાર ચલાવે છે! તેમ છતાં જો આપ શ્રીમાન્ તેમના પગાર સાથે અમારા પગારની સરખામણી કરો તો...

મંત્રી.

પરંતુ તે છોકરાઓ જ તમારો ઉત્તમ બદલો છે!

શિક્ષક.

અદ્ભુત! ખરેખર તેઓ જ અમારો શ્રેષ્ઠ બદલો છે! ઘણું સુંદર કહ્યું! મંત્રીજી! પણ આજકાલ અનાજની મોંઘવારી કેટલી વધતી જાય છે! ગાયનું ઘી જ લો ને! એક વખત—

મંત્રી

ઠીક. હું એ ગાયના ઘીના સવાલનો વિચાર કરીશ. હવે તમે જાઓ. પુજાનો સમય પાસે આવ્યો છે.

[ છોકરાઓ પાસે જયધ્વનિ કરાવતા કરાવતા શિક્ષક જાય છે. ]

રણજીત.

તમારા આ શિક્ષકના ભેજામાં ગાયનાં ઘી સિવાય બીજું કાંઇ લાગતું નથી.

મંત્રી.

તેમ છતાં તેવા માણસો કામના છે. એને આપેલી સૂચનાઓ મુજબ રાજનિષ્ઠાથી પ્રેરાઇને તે દિનપ્રતિદિન કામ કર્યે જાય છે. એનામાં જરા વધારે ભેજું હોત તો એમ કદી બની શકત નહિ.

રણજીત.

મંત્રી, આ શું પેલું, આકાશમાં?

મંત્રી.

ભૂલી ગયા ? એ તો વિભૂતિના યંત્રનો શિખરભાગ.

રણજીત

આટલું સાફ કદી જોયું નથી.

મંત્રી.

આજ સવારના તોફાનથી આકાશ સ્વચ્છ થયું છે. તેથી એ આટલું સાફ દેખાય છે.

રણજીત.

જુવો. એની પાછળ રહેલો સૂર્ય ક્રોધથી રાતોતાતો દેખાય છે ! એ કોઇ દાનવની ઉગામેલી મુઠ્ઠી જેવું લાગે છે. એને એટલે બધે ઊંચે ચડાવ્યું તે ઠીક નથી થયું.

મંત્રી.

જાણે કેમ આકાશના પેટમાં ગોળો ન ચડયો હોય !

રણજીત.

હવે મંદિરે જવાનો સમય થયો છે.

[ બન્ને જાય છે.

( ઉત્તરકુટવાસીઓની એક બીજી ટોળી પ્રવેશ કરે છે. )

૧ ઉ. વા.

જુવો છો ને ! આજકાલ વિભૂતિ આપણાથી આઘો આઘો નાસતો ફરે છે ! પોતે આપણી સાથેજ ઉછરીને મોટો થયો છે એ વાતને તે પોતાના શરીરઉપરથી ભૂંસી નાખવા માગે છે. એક દિવસ એને ય ખબર પડશે કે મ્યાન કરતાં મોટું થવું તરવાર માટે સારૂં નથી.

૨ ઉ. વા.

ગમે તેમ કહો. પરંતુ વિભૂતિએ ઉત્તરકૂટનું નાક રાખ્યું છે.

૧ ઉ. વા.

હવે રાખો, રાખો. તમે તો એને છાપરે ચડાવી દો છો. એના સમગ્ર વિદ્યા તથા કુશલતાને પરિણામે બંધાયલ આ બંધ દશવાર તો કડડભૂસ કરીને તૂટી પડયો છે.

૩ ઉ, વા.

અને અગીઆરમી વાર નહિ તૂટી પડે તેની કોને ખબર છે ?

૧ ઉ. વા.

તમે બંધનો ઉત્તરની બાજુનો ભાગ જોયો છે ?

૨ ઉ. વા.

કેમ ?

૧ ઉ. વા.

ખબર નથી ? જેમણે જોયો છે તેઓ કહે છે કે—

૨ ઉ. વા.

કે શું ? કહો ! કહો !

૧ ઉ. વા.

તમે તો રાજા માણસ છો ! અરે એક છેડેથી બીજે છેડે સુધી—સાવ ધૂળ !

૨. ઉ. વા.

જરા વધારે સ્પષ્ટતાથી સમજાવો ને !

૧. ઉ. વા.

થોડીકવાર ધીરજ ધરો. તે પોતાની મેળે સમજાઇ જશે-જ્યારે એકાએક— ( નિશાની કરે છે. )

૨. ઉ. વા

તોબાહ ! એકાએક ?

૧. ઉ. વા.

હા. એકાએક. જગરૂ તમને એ સંબંધે બધું યે કહી શકશે. તેણે એ બંધને તસુએ તસુ તપાસ્યો છે.

૨. ઉ. વા.

એ બાબતમાં જગરૂ બડો ઉસ્તાદ છે હો ! એનું મગજ બેહદ થંડું છે. બધા ય જ્યારે વખાણથી ગાંડાતૂર થઇ ગયા હોય છે ત્યારે એ તો થંડે કલેજે પોતાની તપાસજ ચલાવ્યે જાય છે.

૩ ઉ. વા.

કોઇ કહે છે કે વિભૂતિની સઘળી વિદ્યા—

૧ ઉ. વા.

હા, હા, બેંકટવર્મા પાસેથી ચોરેલી ! એ હતો મહાન્, હા, ખરેખર, એ હતો ! એના જેવો કોઇ થયો નથી. શું મગજ, ભાઇ, ન પૂછો વાત ! શી વિશાળ શક્તિ એના મગજની ! અને છતાં વિભૂતિ જેવો જ્યારે શિરપાવ મેળવે ત્યારે એ બિચારો-એ બિચારો ભૂખે ચોળવાઇને મૂઓ.

૩ ઉ. વા.

માત્ર ભૂખે ચોળવાઇને ?

૧ ઉ. વા.

ભૂખે ચોળવાઇને કે પછી કોઇકે કાંઈક ખવડાવ્યું તેને લઇને–રામ જાણે. પણ મુઓ એ વાત ચોક્કસ. પણ એ વાત ચર્ચ્યે શું વળવાનું હતું ? કોઇક વળી સાંભળી જશે. આ દેશમાં બધી જાતના ચાઠીયા વસે છે. આપણા માણસો બીજાનું સારૂં નથી સાંભળી શકતા.

૨ ઉ. વા.

તમે ગમે તેમ કહો પણ વિભૂતિ......

૧ ઉ. વા.

એમાં શા નવાઈ? વિચાર તો કરો કે એનો જન્મ કયાં ? અમારૂં ચમુઆ ગામ–એ ગામમાંજ મારા દાદા જન્મેલા–ખબર તો હશે તમને. મારા દાદાનું નામ તો જાણતાજ હશો !

૨ ઉ. વા.

અલબત્ત. ઉત્તરકૂટમાં કોણ નથી જાણતું એ નામ ! એ તો–શું નામ ભલા ?

૧ ઉ. વા.

ભાસ્કર. ઉત્તરકૂટનાં આખાં રાજ્યમાં એના જેવો કોઈ તપકીર બનાવનાર જ ન મળે હો ! એની તપકીર વિના મહારાજ શત્રુંજીતને એક ઘડી પણ ન રહે !

૩ ઉ. વા.

હવે પગ ઉપાડો. જલદી મંદિરે પહોંચીએ. આપણે વિભૂતિના જ ગામના એટલે આપણી જગા તેની જમણી બાજુએ હોવાની.

( નેપથ્યે. )

સાવધાન ! ભાઇઓ ! સાવધાન. એ રસ્તે ન જાઓ. વેળા છતાં પાછા વળો.

૨. ડિ. વા.

એ તો આપણો જુનો દોસ્ત બટુ !

( બટુ પ્રવેશ કરે છે: તેની પીઠ ઉપર ફાટેલી કામળી છે તથા હાથમાં વાંકી લાકડી છે. )

૧. ડિ. વા.

કેમ બટુ, કઈ તરફ ?

બટુ.

એ રસ્તે ન જાઓ. ભાઇઓ, મારૂં માનો તો આટલેથી જ પાછા ફરો.

૨ ડિ. વા.

શા માટે ?

બટુ.

બલિદાન આપશે, મનુષ્યોનું બલિદાન. મારા બે પૌત્રોને તો જોરજુલમથી ઘસડી ગયા અને તેઓ પાછા ન જ આવ્યા.

૩ ડિ. વા.

બલિદાન ? બલિદાન કોને ?

બટુ.

તૃષા રાક્ષસીને.

૨ ડિ. વા.

એ કોણ ?

બટુ.

તેલની ધારથી સીંચાયલા અગ્નિની ઝાળની પેઠે જેની શુષ્ક જીભ્હા વધ્યેજ જાય છે તે એ !

૧ ઉ. વા.

ગાંડીયા ! અમે તો ભૈરવનાથને મંદિરે જઇએ છીએ. તારી તૃષા રાક્ષસી ત્યાં કયાંથી ?

બટુ.

ત્યારે તમને ખબર નથી લાગતી ! આજે ભૈરવનાથને પદભ્રષ્ટ કરી તેને સિંહાસને તૃષા રાક્ષસીની પ્રતિષ્ઠા કરવાના છે.

૨ ઉ. વા.

ચૂપ, ચૂપ. ગાંડીયા. ઉત્તરકૂટવાસીઓ તને આમ બોલતો સાંભળશે તો તારા કટકેકટકા કરી નાખશે.

બટુ.

તેઓ મારાભણી કાદવ ઉછાળે છે. છોકરાઓ મારાપર કાંકરાનો વરસાદ વરસાવે છે. બધા ય કહે છે કે મારા પૌત્રો પોતાનાં જીવન આપી શકયા તે તેમનું મહત્સદ્‌ભાગ્ય !

૧ ઉ. વા.

એ ખરૂં છે !

બટુ.

ખરૂં ! જો જીવનસમર્પણના બદલામાં જીવન ન મળતું હોય, ને મરણથી માત્ર મરણ જ મળતું હોય તો ભૈરવનાથ એવો નર્યો નાશ કદાપિ ન સાંખે ! ભાઇઓ, એ રસ્તે ન જાઓ, મારૂં માનો તો, પાછા ફરો.

[ તે જાય છે.

૨ ઉ. વા.

મારે કબુલ કરવું જોઇએ કે એના શબ્દોએ કરીને મારા લોહીમાં શીત કંપારી છૂટી છે.

૧ ઉ. વા.

રજુ. તું તો મોટો ડરપોક નીકળ્યો! ચાલો, હવે જઇએ.

( તેઓ બધા જાય છે.

( યુવરાજ અભિજીત તથા રાજ્યકુમાર સંજય પ્રવેશ કરે છે. )

સંજય.

હું સમજી શકતો નથી, યુવરાજ, કે તમે મહેલ છોડીને શા માટે જાઓ છો.

અભિજીત.

એ પૂરેપૂરૂં નહિ સમજે. મારા જીવનપ્રવાહે રાજમહેલના પત્થરોને ઓળંગીને સ્વતંત્રપણે વહેવું જ જોઇએ એ વાતની તને ખબર નથી.

સંજય.

કેટલાક દિવસો થયાં તમે અશાંત જણાઓ છો. અમારી સાથે તમને સાંકળનારૂં બંધન ઢીલું પડતું જાય છે. આજે તે શું તૂટી પડયું છે?

અભિજીત.

સંજય! ગૌરીના શિખર ઉપર પેલા સૂર્યાસ્તના ચિત્રભણી નિહાળ. કોઇક અગ્નિમય પંખી પોતાની પાંખો પસારી રાત્રિભણી ઉડી રહ્યું છે. આથમતા સૂર્યે મારા જીવનના પ્રવાસનું ચિત્ર આકાશમાં આલેખ્યું છે.

સંજય.

મને એ ચિત્ર જુદુંજ દેખાય છે. જુવો, જુવો, પેલા યંત્રના શિખરે સાયંકાલના હૃદયને કેવું ભેદ્યું છે! જાણે કેમ કોઇ ઘવાયેલું પંખી ઊંધે માથે રાત્રિના ગહ્વરમાં પડતું ન હોય! મને એ ગમતું નથી. હવે વિશ્રાંતિનો સમય થયો છે. ચાલો મહેલે જઇએ.

અભિજીત.

જ્યાં વિઘ્ન હોય ત્યાં વિશ્રાંતિ સંભવેજ શી રીતે?

સંજય.

એ વિઘ્નની આટલા બધા દિવસો વીત્યાબાદ આજે તમને શી રીતે ખબર પડી?

અભિજીત.

ખબર પડી. જ્યારે મુક્તધારાની આડે બંધ બંધાયો છે એમ સાંભળ્યું ત્યારે.

સંજય.

હું તમારા એ શબ્દોનો અર્થ સમજતો નથી.

અભિજીત.

દરેક મનુષ્યના આંતર જીવનનું રહસ્ય બાહ્ય વિશ્વમાં કોઇને કોઇ સ્થળે પણ આલેખાયું હોય છે. મારાં પોતાના જીવનનાં રહસ્યનો પ્રતીક પેલો મુક્તધારાનો ધોધ છે. જ્યારે મેં તેની ગતિ રૂદ્ધ થયેલી જોઇ, ત્યારે મને મારા જીવનના ખુદ મૂળ ઉપર ધક્કો વાગ્યો. મારી આંખ ઉઘડી અને મને ખબર પડી કે ઉત્તરકૂટનું આ રાજ્ય મારા પોતાના જીવનપ્રવાહની આડે બાંધેલા બંધ જેવું છે; અને તે પ્રવાહને સ્વતંત્ર કરવા હું આ રસ્તે આવ્યો.

સંજય.

મને પણ તમારો સાથી કરોને!

અભિજીત.

ના ભાઈ, તારે તારો પોતાનો માર્ગ શોધી લેવાનો છે. મારી પાછળ પાછળ આવીશ તો ઉલટો તારો પોતાનો ખરો માર્ગ ઢંકાઇ જશે.

સંજય.

એટલા બધા કઠોર ન થાઓ, મને દુઃખ થાય છે.

અભિજીત.

તું મારૂં હૃદય ઓળખે છે તેથી આઘાત ખમતાં પણ તું મને સમજી શકીશ.

સંજય.

તમને આ આહ્વાન ક્યાંથી મળ્યું છે એ બાબત હું પડપૂછ કરવા નથી ઇચ્છતો. પરંતુ, યુવરાજ, હવે સાંજ પડી છે અને દિનાવસાનનું સંગીત મહેલના બુરજ ઉપરથી તરતું તરતું આવે છે. જે કઠોર હોય તેનું જ ભલે ગૌરવ ગવાઓ; પરંતુ જે મધુર છે તેની યે કાંઇક કીંમત છે.

અભિજીત.

કઠોરની સાધના તે કીંમત આપવા માટે જ છે.

સંજય.

તે દિવસે, તમને સાંભરે છે ને! તમારા પૂજાના આસન આગળ એક શ્વેત પદ્મ જોઇને તમને અચરજ થયું હતું! તમે જાગ્યા ત્યાર પહેલાંજ કોઇએ એ છાનુંમાનું ત્યાં મુકી દીધું હતું—કોણે—એ તમે

જાણુતા નથી. એ નાનકડા બનાવના હૃદયમાં ગુપ્ત રહેલી ઇશ્વરની બક્ષીસને આજ તમે ઉવેખશો? પોતે સંતાઈ રહેલી હોવા છતાં જેણે પોતાની પૂજાને ન હોતી સંતાડી રાખી તે બીરૂ તમને આજ નથી સાંભરતી?

### અભિજીત.

સાંભરે છે જ. અને આ વિશ્વમાં રહેલા એવા એ પ્રેમને ખાતરજ હું આ બીભત્સતાને સાંખી શકતો નથી. તે પૃથ્વીના સંગીતને રૂંધીને આકાશમાં પોતાની લોખંડની દંતપંક્તિઓ દેખાડતું, અમંગલ અટ્ટહાસ્ય કરે છે. હું સ્વર્ગને ચાહું છું તેથી તેનો નાશ કરવા ચંપી રહેલા દૈત્યો સાથે લડવાને તૈયાર છું.

### સંજય.

સંધ્યાના તેજમાં પેલા શ્યામ પર્વતને વળગી રહેલું, અનંત દુઃખનું ચિત્ર, શું તમે જોઇ શકતા નથી?

### અભિજીત.

હા, જોઉં છું. મારૂં હૃદય અશ્રુઓથી ઉભરાય છે. હું કઠોરતાને વીરતા કહેવાનો ગર્વ કરતો નથી. જો, પેલું નાનકડું પંખી, દેવદારની ઊંચામાં ઊંચી ડાળે એકલું કેવું બેઠું છે. એ પોતાને માળે જશે કે રાત આખી કોઇ દૂરના અરણ્ય તરફ પોતાનો પ્રવાસ ચાલૂ રાખશે તેની મને ખબર નથી. પરંતુ આથમતા સૂર્યના છેલ્લા કિરણુ ભણી મીટ માંડી રહેલાં એ પંખીને જોતાં મારૂં હૈયું એક મધુર વિષાદથી ભરાઇ આવે છે. આ વિશ્વ કેવું સુંદર છે! જેણે જેણે મારા જીવનને મધુર કર્યું છે તે સઘળાંને મારા નમસ્કાર હો!

( બટુ પ્રવેશ કરે છે. )

બટુ.

મને નથી જવા દેતા. મારીને પાછો કાઢે છે.

અભિજીત.

શું છે ? બટુ ! તારે કપાળે ઘા છે તેમાંથી લોહી વહે છે !

બટુ.

હું બધાયને સાવધાન કરવા આવ્યો હતો. કહ્યું કે એ માર્ગે ન જાઓ, પાછા વળો.

અભિજીત.

શા માટે ?

બટુ.

ખબર નથી, યુવરાજ ? આજ યંત્રવેદી ઉપર તૃષારાક્ષસીની પ્રતિષ્ઠા કરવાની છે–મનુષ્યોનું બલિદાન આપવાનું છે.

સંજય.

આ શી વાત ?

બટુ.

એ વેદીનો પાયો નાખતી વખતે મારા બે પૌત્રોનું લોહી તો ક્યારનું ય વહેવડાવી દીધું છે. ધાર્યું હતું કે એ પાપની વેદી પોતાના પાપને ભારે જ તૂટીને ચૂરેચૂરા થઇ જશે. પરંતુ હજુ સુધી તેમ થયું નહિ–ભૈરવ હજુ જાગ્યા નહિ.

અભિજીત.

ચૂરેચૂરા થઇ જશે. સમય આવી પહોંચ્યો છે.

બટુ.

( પાસે આવીને, કાનમાં )

ત્યારે તમે એ સાંભળી હશે-ભૈરવની હાક સાંભળી હશે ?

અભિજીત.

હા. સાંભળી છે.

બટુ.

તોબાહ, બચાવનો એકકેય રસ્તો નથી ?

અભિજીત.

ના, એકકેય નહિ.

બટુ.

જુવો છો ને, મારા ઘામાંથી લોહી કેવું વહે છે ! જ્યારે તમારા હૃદયમાંથી લોહી વહેશે ત્યારે તમે સહન કરી શકશો ને, યુવરાજ ?

અભિજીત.

ભૈરવની કૃપાથી કરી શકીશ.

બટુ.

જ્યારે બધાય તમારા શત્રુ બની જશે ? જ્યારે તમારા પોતાનાં માણુસો તમને ધિક્કારશે ?

અભિજીત.

સહન કરવું જ જોઇએ.

બટુ.

ત્યારે લગીરે ય ભય નથી ?

યુવરાજ.

ના, લગીરે ય નહિ.

બટુ.

શાબાશ. મને હૃદયે રાખજો. હું પણ તેજ રસ્તે છું. સાક્ષાત્ ભૈરવે મારા કપાળે કરેલાં આ રક્તતિલક વડે અંધકારમાં પણ મને ઓળખી શકશો.

( બટુ જાય છે.

[ રાજાનો રક્ષક ઉદ્ધવ પ્રવેશ કરે છે. ]

ઉદ્ધવ.

નંદીસંકટનો માર્ગ ખુલ્લો મૂકવાનું કારણ, યુવરાજ ?

અભિજીત.

શિવ–તરાઇના લોકોને સનાતન દુકાળમાંથી ઉગારી લેવા એ.

ઉદ્ધવ.

મહારાજ દયાળુ છે. તેમને સહાયતા કરવા સદૈવ તૈયાર છે !

અભિજીત.

જમણા હાથનો લોભ પુષ્કળતાના માર્ગને રોકી દે ત્યારે ડાબા હાથની ઉદારતા સાવ વ્યર્થ છે. તેથી મેં શિવ–તરાઇનો માર્ગ ખુલ્લો કરી મૂક્યો છે. દારિદ્યને પરવશ કરનારી દયા પ્રત્યે મને માન નથી.

ઉદ્ધવ.

રાજાજી કહે છે કે નંદીસંકટનો ગઢ તોડાવી નાખીને તમે ઉત્તર કૂટના ભોજનપાત્રનું તળીયું કાઢી લીધું છે.

અભિજીત.

સદાને માટે શિવતરાઇના અનજીની રહેવાની દુર્ગતિમાંથી મેં ઉત્તરકૂટને મુક્તિ આપી છે.

ઉદ્ધવ.

તમે મોટું દુઃસાહસ કર્યું છે. મહારાજે સમાચાર સાંભળ્યા છે. હું વધારે કહી શકતો નથી. પરંતુ બની શકે તો આ સ્થાન તાબડતોબ તજી દો. રસ્તે તમારી સાથે વાતો કરતાં કોઇ જોઇ જાય તેમાં મારી પણ સલામતી નહિ.

(ઉદ્ધવ જાય છે.

[ અંબા પ્રવેશ કરે છે. ]

અંબા.

સુમન, બાપુ સુમન ! જે રસ્તે મારા સુમનને લઇ ગયા છે એ રસ્તે તમારામાંથી કોઇ યે નથી ગયું ?

અભિજીત.

તમારા પુત્રને લઇ ગયા છે ?

અંબા.

હા, આ પશ્ચિમ તરફ—જ્યાં સૂર્ય ડૂબી જાય છે, જ્યાં દિવસોનો અંત થાય છે તે તરફ !

અભિજીત,

હું પણ તે તરફ જ જઉં છુ.

અંબા.

તો આ અભાગીયણને સંભારજો. એને મળો તો કહેજો કે તારી બા તારી વાટ જુવે છે.

અભિજીત.

કહીશ.

અંબા.

ભાઇ, ચિરંજીવી થજે-સુમન ! મારો સુમન !

( જાય છે.

[ ભૈરવપંથીઓ પ્રવેશ કરે છે. ]

ગાય છે:—

જય ભૈરવ જય શંકર,
જય જય જય પ્રલયંકર !
જય સંશય—ભેદન
જય બંધન—છેદન
જય સંકટ—સંહર
શંકર, શંકર !

( જાય છે.

[ સેનાપતિ વિજયપાલ પ્રવેશ કરે છે. ]

વિજયપાલ.

યુવરાજ ! રાજકુમાર ! નમ્ર અભિનંદન આપને ! હું મહારાજ પાસેથી આવું છું.

યુવરાજ.

મહારાજનો શો આદેશ છે ?

વિજયપાલ.

ખાનગીમાં કહીશ.

સંજય.

( અભિજીતનો હાથ ઝાલી. )

ખાનગી શામાટે ? મારાથી યે ખાનગી ?

વિજયપાલ.

એવો આદેશ છે. યુવરાજ, રાજશિબિરે પધારશો?

સંજય.

સાથે જ આવીશ.

વિજયપાલ.

મહારાજની એવી ઇચ્છા નથી.

સંજય.

તો હું અહિં બહાર આ રસ્તા ઉપર જ તેમની વાટ જોઇશ.

( અભિજીતને લઇને વિજયપાલ શિબિર ભણી જાય છે. )

[ બાઉલે પ્રવેશ કરે છે. ]

ગાય છે:—

ઓ તો આર ફિરૂબે ના રે, ફિરૂબે ના આર, ફિરૂબે નારે ![1]
ઝડેર મુખે ભાસ્લો તોરી
કૂલે આર ભિડ્બે ના રે !
કોનૂ પાગલે નિલો ડેકે,
કાંદન ગેલો પિછે રેખે,
ઓકે તોર બાહુર બાંધન ધિરૂબે નારે[2] !

[ જાય છે.

---

૧ ફકીર.

૨ અર્થ: એ તો હવે પછો નહિ ફરે ! તોફાનના મુખમાં હોડી હંકારી તે હવે કાંઠે પાછી નહિ આવે ! કોઈક દીવાનાને બોલાવ્યે એ ગયો !—વાં રડવું મૂકી ગયો ! હવે તું તેને તારા બાહુપાશમાં ઘેરી શકીશ નહિ !

[ એક માલણ પ્રવેશ કરે છે. ]

માલણ ( સંજયને )

ભાઇ ! ઉત્તરકૂટના વિભૂતિ એ કોણ છે ભલા ?

સંજય.

એનું તારે શું કામ ?

માલણ.

હું પરદેશી છું—દેવતલીથી આવું છું. સાંભળ્યું છે કે ઉત્તરકૂટમાં બધા યે એના માર્ગ ઉપર ફુલ વેરે છે. સાધુપુરૂષ લાગે છે? એમનાં દર્શન કરી એમને અર્પણ કરવા માટે હું મારી વાડીમાંથી ફુલ લાવી છું.

સંજય.

સાધુપુરૂષ નથી બાકી મોટા બુદ્ધિમાન ખરા !

માલણ.

એવું તે શું કર્યું છે તેમણે ?

સંજય.

આપણો ધોધ બાંધી લીધો છે.

માલણ.

તેથી એ પૂજાય છે? ધોધ બાંધી લીધે ઇશ્વર રાજી થશે ?

સંજય.

ના, ઇશ્વરને હાથે બેડી પડશે.

માલણ.

એવાને માર્ગે ફુલ વેરાય ! સમજાતું નથી કાંઇ !

સંજય.

નથી સમઝાતું એ જ સારૂં છે! પ્રભુનાં ફુલ કઠેકાણે વેરી, નાખી ન દેજે! જા, પાછી જા!–સાંભળ જોઇએ, પેલું શ્વેતપદ્મ મને આપીશ કે?

માલણ.

કોઈક સાધુપુરુષને ધરવાનો નિશ્ચય કરીને હું એ લાવી છું–તેને કેમ આપી શકાય?

સંજય.

હું એ મારા પૂજ્યતમ સંતને અર્પીશ.

માલણ.

તો લો આ. (સંજય પૈસા આપવા ઇચ્છે છે) ના, એની કીંમત ન હોય! સંતને મારા પ્રણામ કહેજો, કહેજો કે હું દેવતલીની ગરીબ માલણ છું.

[ તે જાય છે.

[ વિજયપાલ પ્રવેશ કરે છે ]

સંજય.

યુવરાજ ક્યાં?

વિજયપાલ.

શિબિરમાં એમને કેદ કર્યા છે.

સંજય.

યુવરાજને કેદ! શી ખુમારી!

વિજયપાલ.

આ રહ્યું મહારાજનું આજ્ઞાપત્ર!

સંજય.

આ કોનો પ્રપંચ? મને એકવાર એમની પાસે જવા દો.

વિજયપાલ.

ક્ષમા કરો. હું તેમ નહિ કરી શકું.

સંજય.

મને પણ પકડો–હું બંડખોર છું.

વિજયપાલ.

આજ્ઞા નથી.

સંજય.

ઠીક. આ હું આદેશ અપાવવા ચાલ્યો. (કેટલેક દૂર જઇ પાછો વળીને) વિજયપાલ, મારૂં નામ લઇને આ શ્વેતપદ્મ યુવરાજને આપજો.

[બન્ને જાય છે.

[શિવતરાઇનો વૈરાગી ધનંજય પ્રવેશ કરે છે]

ગાયન.

આમિ મારેર સાગર પાડિ દેબો
બિષમ ઝડેર બાયે
આમાર ભય–ભાઙા એઇ નાયે.
મા ভৈঃ વાણીર ભરોસા નિયે
છેડાપાલે બુક ફુલિયે
તોમાર ঐ પારે તેઇ જાબે તોરી
છાયા બટેર છાયે.
પથ આમારે સેઇ દેખાબે
જે આમારે ચાય—
આમિ અભયમને છાડ્બો તોરી
એઇ શુધુ મોર દાય.

દિન ફુરોલે જાનિ જાનિ
પૈ। છે ધાટે દેખો આનિ
આમાર દુઃખદિનેર રક્તકમલ
તોમાર કરુણ પાયે[1].

[ શિવતરાઇ વાસીઓની એક ટોળી પ્રવેશ કરે છે ]

**ધનંજય** (એક પ્રત્યે)

કેમ રે! મ્હોડું કેમ પડી ગયું છે? છે શું?

**૧. શિ. વા.**

બાપુ, રાજાના સાળા ચંડપાલનો માર હવે નથી સહન થતો. તે આપણા યુવરાજનું પણ માનતો નથી, અને તેથી વિશેષ અસહ્ય લાગે છે.

**ધનંજય.**

તમે હજુ મારને જીતી નથી શક્યા ને? આજ સુધી?

**૨. શિ. વા.**

રાજદેવડીએ પકડી જઇને માર મારે છે! કેટલું અપમાન!

**ધનંજય.**

તારા માનને તારી પાસે ન રાખ; ભીતરમાં પ્રભુ બિરાજે છે તેમના ચરણ પાસે મૂકી દે–ત્યાં અપમાન નહિ પહોંચે!

[ શિવતરાઇનો આગેવાન ગણેશ પ્રવેશ કરે છે ]

---

૧ અર્થઃ હું મારી ભય-ભંજન આ નાવમાં, વિષમ તોફાની વાયુની વચ્ચે મારનો સાગર તરી જઈશ. **મા ભૈઃ** "ડર નહિ" એ વચનમાં શ્રદ્ધા રાખી, સઢ તૂટી ગયો છે છતાં, હૃદય ફુલાવી, વિકસાવી, પેલે પાર, છાયાવટની છાયામાં, મારી હોડી લઈ જઈશ.

પથ મને તેજ બતાવશે જે મને ચાહે છે. મારી જવાબદારી ફક્ત એટલી કે અભય મને હોડી છોડી મૂકવી, હંકારવી. મુદ્દત પૂરી થતાં કાંઠે આવીને, હું મારા દુઃખના દિવસોનું રક્ત કમલ તમારા કરુણ ચરણે ધરીશ.

ગણેશ.

હવે સહેવાનું નથી; હાથ ચળવળે છે.

ધનંજય.

તો એમજ કહે કે હાથ પરવશ બની ગયા છે.

ગણેશ.

બાપુ, એકવાર હુકમ આપો તો એ નીચ ચંડપાલનો દંડુકો ઝુંટવી લઇ એને બતાવી દઉં કે માર કોને કહેવાય છે.

ધનંજય.

માર કોને નથી કહેવાતી તે નહિ દેખાડી શકો? સુકાન મોજા સાથે અથડાવા માટે નથી–પોતે સ્થિર રહી મોજાંને કાબુમાં રાખવા માટે છે.

૨. શિ. વા.

ત્યારે તમારી શી ઇચ્છા છે?

ધનંજય.

તમારૂં માથું ઉંચું કરીને કહો કે અમને કોઇ માર મારી શકશે નહિ: એટલે માર ઉપર અંતિમ પ્રહાર થશે!

૩. શિ. વા.

પણ અમને કોઇ માર મારી ન શકે એમ શી રીતે કહેવાય?

ધનંજય.

આપણામાં રહેલો સત્ય આત્મા તેજની શિખા છે. તે તેજમાં બધી મારને ભસ્મસાત્ કરી નાખે છે. ઇજા ફક્ત પશુને જ થાય છે. પશુ તે શરીર. તેને માર પડતાં તે બરાડા પાડે છે. આમ શામાટે મ્હોડાં ફાડીને ઉભા છો? વાત સમજાઇ?

૨. શિ. વા.

તમને અમે સમજીએ છીએ–તમારી વાત ન સમજાય તો શું થઇ ગયું?

ધનંજય.

તો તો તમારો રોગ અસાધ્ય જ છે.

ગણેશ.

વાત સમજતાં વખત લાગે અને કંટાળો આવે; પણ તમને સમજ્યા એટલે તત્ક્ષણ તરી જઇએ.

ધનંજય.

તત્ક્ષણ તો તરી જાઓ પણ પછી? પછી જોશો કે કાંઠે આવેલી હોડી ડૂબી જશે. જે વાત સાચી છે તેને અંતરથી સાચી કરી ન સમજો તો મુઆ જ.

ગણેશ.

એમ ન કહો, બાપુ–તમારો ચરણાશ્રય લઇએ છીએ કે તરત શું કરવું તે સમજાઇ જાય છે.

ધનંજય.

પણ એવું શા માટે ન જાણવું કે જેથી પછી જાણવાનું જ બાકી ન રહે? તેથી જ તમારી આંખો હજુ વિકારથી રાતીચોળ છે અને તમારો સ્વર સંગીતહીન છે. હું તમને ખરો સૂર શીખવું?

[ ગાય છે ]

આરો, આરો, પ્રભુ, આરો, આરો!
એમ્ નિ કોરેઇ મારો, મારો! [1]

ઓ બાયલાઓ! મારમાંથી બચી જવા માટે તમે બીજાને

---

૧ અર્થઃ હે પ્રભુ! એવાજ રીતે મને વધારે ને વધારે મારો!

મારો છો અથવા તો નાસી જાઓ છો: બન્ને સરખાં જ છે: પશુનાં લક્ષણો છે.

[ ગાય છે ]

લુકિયે થાકિ આમિ પાલિયે બેડાઇ
ભયે ભયે કેવલ તોમાય એડાઇ
જા-કિછુ-આછે સબ કાડો, કાડો ! [१].

હું મહેશ્વર મૃત્યુંજય સાથે મારો છેલ્લો હિસાબ પતાવી નાખું છું. હું તને કહેવા માગું છું, "મારૂં પારખું કર—અને મને માર વાગે છે કે નહિ તે જો." હું આ સફરમાં મારી હોડીમાં બીકણો તથા બીવડાવનારાઓનો ભાર લાદવા ઇચ્છતો નથી.

[ ગાય છે ]

એબાર જા કરબાર તા સારો, સારો !
આમિઇ હારિ, કિંવા તુમિઇ હારો !
હાટે, ઘાટે, વાટે કોરિ ખેલા
કેવલ હેસે ખેલે ગેછે બેલા
દેખિ કેમને કાંદાતે પારો ! [२]

**૨. શિ. વા.**

પરંતુ તમે જાઓ છો કઇ તરફ ?

**ધનંજય.**

રાજાને ઉત્સવે.

---

૧ અર્થ: હું સંતાઈ રહું છું, હું નાસતો ચાલું છું. ફક્ત ભયને જ લઇને હું તમારાથી દૂર રહું છું. ( મારામાં ) જે કાંઈ ( પાપ ) હોય તે સઘળું કાઢો !

૨ અર્થ: આ વાર જે કરવાનું હોય તે પૂરૂં કરો ! કાં તો હું હારૂં છું, કાંતો તમે હારો છો ! હાટે, ઘાટે, વાટે હું રમું છું—વેળા કેવળ હસવા-ખેલવામાં જ જાય છે. હવે જોઉં છું, તમે મને કેવી રીતે રડાવી શકો છો તે !

૩. શિ. વા.

પરંતુ રાજાનો ઉત્સવ તમારે માટે નથી, ત્યાં શું કરવા જાઓ છો?

ધનંજય.

રાજસભામાં નામ જાહેર કરવા.

૪. શિ. વા.

એકવાર જો તમે રાજાના હાથમાં આવ્યા તો પછી–પણ ના તેમ થવાનું નથી!

ધનંજય.

થવાનું કેમ નથી? બરાબર થવાનું છે. પેટ ભરીને થવાનું છે.

૧, શિ. વા.

રાજાનો ભય તમને લગીરે ય નથી, પરંતુ અમે ડરીએ છીએ.

ધનંજય.

કારણકે તમે તમારાં હૃદયનાં હૃદયમાં હિંસા કરવાની ઇચ્છા રાખો છો. હું કોઇને ઇજા કરવા ઇચ્છતો નથી ને તેથી ડરતો યે નથી.

૨. શિ. વા.

ઠીક. તો અમે પણ તમારી સાથે ચાલશું.

૩. શિ. વા.

હા, આપણે રાજસભાએ જઇશું.

ધનંજય.

તમે રાજા કને શું માગશો?

૩. ઉ. વા.

માગવાનું તો ઘણું યે છે, પણ આપે ત્યારે તો.

ધનંજય.

રાજ્ય માગજો ને.

૩. ઉ. વા.

મશ્કરી કરો છો, બાપુ ?

ધનંજય.

મશ્કરી શું કરવા કરૂં ? એક પગે ચાલવા જેવું કયું દુઃખ છે ? રાજ્ય એકલા રાજાનુંજ હોય, પ્રજાનું ન હોય તો એવાં એકપગાં રાજ્યના ખોડંગવાથી તમને તો કૌતુક થશે.

પરંતુ પ્રભુની આંખોમાં આંસુ આવે. તેથી ખુદ રાજાને ખાતર જ રાજ્યનો દાવો કરવો જોઇએ.

૨. શિ. વા.

પરંતુ ધક્કા મારીને બહાર કાઢે ત્યારે ?

ધનંજય.

તમારા દાવામાં સત્ય હશે તો રાજાનો ધક્કો રાજાનેજ પાછો વાગશે.

[ ગાય છે ]

ભુલે જાઇ થેકે થેકે
તોમાર આસন પরে બસাতে ચાઓ
নাম આમাদের হেঁকে হেঁকে[1].

ખરૂં કહું, બાળકો ? જ્યાં સુધી તમે એ સિંહાસનને એનું નહિ સમજો ત્યાં સુધી તમારો દાવો વ્યર્થ જ જવાનો !

---

૧. હું વખતોવખત ભુલી જઉં છું કે તમે મારૂં નામ પોકારી પોકારીને મને તમારા આસન પર બેસાડવા ચાહો છો.

[ ગાય છે ]

દ્વારી મોદેર ચેને ના જે,
બાધા દેય પથેર માઝે,
બાહિરે દાંડિયે આછિ,
લઓ ભિતરે ડેકે ડેકે[૨].

દ્વારપાળો તે આપણને શી રીતે ઓળખે ? આપણા કપાળપરના રાજતિલક ઉપર ધુળ ચોંટી ગઇ છે- આપણે આપણો દાવો સાબીત કરવા માટે કાંઇયે રજુ કરી શકતા નથી.

પ્રાણ દિયેચો આપન હાતે,
માન દિયેચો તારિ સાથે[૩].
થેકેઓ સે માન થાકે ના જે
લોભે આર ભયે લાજે,
મ્લાન હય દિને દિને,
જાય ધુલોતે ઢેકે ઢેકે.

૧. શિ. વા.

ગમે તેમ કહો, પણ રાજ દરબારે શા માટે જવું એ અમે નથી સમજી શકતા.

ધનંજય.

શામાટે ? કહું ? મનમાં શંકા છે માટે.

૧. શિ. વા.

એ વળી શું ?

---

૨ દ્વારપાળ મને ઓળખતો નથી માટે મને રસ્તામાં અટકાવે છે; હું બહાર ઉભો છું; મને અંદર બોલાવી લો.

૩ તમે મને પોતાને હાથે પ્રાણ આપ્યા છે, તે સાથે માન આપ્યું છે. તોપણ તે માન લોભ, ભય તથા લાજથી દિવસે દિવસે મ્લાન થઇ ધૂળથી ઢંકાઇ જાય છે.

**ધનંજય.**

તરવાનો પ્રયત્ન કરતાં જેમ જેમ તમે મને વધુને વધુ વળગતા જાઓ છો, તેમ તેમ તમે તમને આપેલી સુચનાઓ ભૂલતા જાઓ છો તથા મને પણ તમારી સાથે નીચે નીચે ખેંચતા જાઓ છો. હું તમારી રજા લઇશ અને જ્યાં મારી પાછળ કોઇ ન આવે ત્યાં જઇશ.

**૧. શિ. વા.**

પરંતુ રાજા તમને એમ સહેલાઇથી નહિ જવા દે.

**ધનંજય.**

તેણે મને શામાટે જવા દેવો જોઇએ ?

( ગાન )

આમાકે જે બાંધબે ધરે, એઇ હોબે જાર સાધન,
સે કિ અમનિ હોબે ?
આમાર કાછે પડલે બાંધા, સેઇ હોબે મોર બાંધન,
સે કિ અમનિ હોબે ?
કે આમારે ભરોસા કરે આનતે આપન બશે ?
સે કિ અમનિ હોબે ?
આપનાકે સે કરૂક ના બશ, મજુક્ પ્રેમેર રસે,
સે કિ અમનિ હોબે ?
આમાકે જે કાંદાબે તાર ભાગ્યે આછે કાંદન
સે કિ અમનિ હોબે ? [૧]

---

૧ અર્થ: જે મને પકડવા ઈચ્છે તેણે જાણવું જોઈએ કે એ કાંઇ મફતમાં થાય તેવી વાત નથી ! મને પકડવા આવશે તે પોતે પણ પકડાશે. મને વશ કરવાનું કોણ સાહસ કરશે ? એ પોતાને તો પહેલા વશ કરે !– પ્રેમરસમાં લીન થાય ! જે મને રડાવશે તેના ભાગ્યમાં રૂદન છે ! એ કાંઇ મફતમાં થશે ?

૨. શિ. વા.

પરંતુ બાપુ, તમને દુઃખ દે એ તો અમારાથી ન સહ્યું જાય.

ધનંજય.

જેને ચરણે મેં મારૂં આ શરીર સમર્પ્યું છે તે સહેશે તો તમારે યે સહી લેવું પડશે.

૧. શિ. વા.

બહુ સારૂં ત્યારે, બાપુ, અમે પણ આવીએ છીએ. જે થવાનું હોય તે થાય.

ધનંજય.

તમે આંહં વાટ જુવો. આ અજાણ્યું સ્થાન છે. હું આજુબાજુની કાંઇક ખબર કાઢી આવું.

[ જાય છે.

૧. શિ. વા.

જોયાને પેલા ઉત્તરકૂટવાસીઓને ? જાણે કેમ વિધાતાએ તેમને એક માંસના લોંદાથી બનાવવા માંડયા હોય અને પાછળથી પૂરા કરવાની ફુરસદ જ ન મળી હોય ?

૨. શિ. વા.

અને તેમનાં કપડાં પણ કેવાં અક્કડ છે !

૩. શિ. વા.

એ તો તેઓ પોતાને ગાંઠડીમાં સીકડીને બાંધી રાખે છે કે રખેને વળી પોતામાંથી કાંઇક ચૂઇ જાય તો !

૧ શિ. વા.

તેઓ મજૂરી કરવા માટેજ જન્મેલા છે. એક બજારથી બીજી બજારે તથા એક બંદરથી બીજે બંદરે આથડવામાંજ તેઓ જીવન ગુમાવે છે.

૨. શિ. વા.

તેમનામાં કહીએ એવી સંસ્કૃતિ યે નથી. તેમના શાસ્ત્રો સાવ નમાલાં !

૧. શિ. વા.

સાવ નમાલાં! કીડીઓના ટાંગા જેવા તો અક્ષરો !

૨. શિ. વા.

ભલું કહ્યું કીડીયોનાજ ટાંગા. તેમની સંસ્કૃતિ બધાયને કાતરીને કટકેકટકા કરી નાખે છે.

૩. શિ. વા.

અને માટીના ઢગ રચે છે. હાથવડે તેઓ જીવનનો નાશ કરેછે; અને શાસ્ત્રોવડે હૃદયનો નાશ કરે છે.

૨. શિ. વા.

પાપ! મહત્પાપ! આપણા ગુરૂજી કહે છે કે તેમના પડછાયાને પણ અડવામાં પાપ છે! ખબર છે શા માટે?

૩. શિ. વા.

ના! તમને ખબર છે? કહોને!

૨. શિ. વા.

દેવો અને દાનવોએ સમુદ્રનું મંથન કરીને અમૃત કાઢ્યું ત્યારે તેનાં થોડાંક ટીપાં દેવોનાં પ્યાલામાંથી માટીપર ઢોળાઇ ગયાં હતાં. એ માટીમાંથી શિવતરાઇનો આદિ પુરુષ નિર્માણ થયો. અને પછી જ્યારે દાનવોએ દેવોના લગભગ ઠાલા પ્યાલાઓને ચાટી ચાટીને એક ખાડમાં ફગાવી દીધા ત્યારે એ પ્યાલાઓના કટકામાંથી ઉત્તરકૂટનો આદિ પુરુષ નિર્માણ થયો. એથીજ તેઓ આટલા બધા, કઠોર–અને છદ્–આટલા બધા ગંદા છે!

૩. શિ. વા.

તમે આ બધું ક્યાંથી શીખ્યા ?

૨. શિ. વા.

આપણા ગુરૂ પાસેથી !

૩. શિ. વા.

( માનપૂર્વક શિર ઝુકાવીને )

સત્યના અવતાર છો !

[ ઉત્તરકુરુવાસીઓની એક ટોળી પ્રવેશ કરે છે. ]

૧. ઉ. વા.

બધું ય ઠીક ! પરંતુ રાજાજીની આજ્ઞાથી પેલા લુવાર વિભૂતિને ક્ષત્રીય વર્ણમાં દાખલ કર્યો એ કેવું ?

૨. ઉ. વા.

એ તો ઘરગથ્થુ સવાલ છે. એનો ફડચો આગળ ઉપર થઇ રહેશે. હાલ તો બોલો, દીર્ઘાયુ થાઓ, યંત્રરાજ વિભૂતિ દીર્ઘાયુ થાઓ!"

૩. ઉ. વા.

" દીર્ઘાયુ થાઓ, યંત્રરાજ વિભૂતિ ! "–જેણે વૈશ્યોના ઓજારો સાથે ક્ષત્રીઓના આયુધોનો સહકાર કરાવ્યો છે!

૧. ઉ. વા.

ઓહો, 'શિવતરાઇવાળા આવે છે!

૨ ઉ. વા.

કેમ જાણ્યું ?

૧. ઉ. વા.

જોતાં નથી એમની કાન–ટોપી ! કેટલા વિચિત્ર છે ! જાણે કેમ ઉપરથી થપ્પડ મારીને કોઇએ એમનું વધવુંજ બંધ ન કરી દીધું હોય !

૨. ઉ. વા.

એ દેશમાં બધાયે કાન-ટોપી શું કરવા પહેરતા હશે ભલા? તેઓ એમ માને છે કે કાન બનાવવામાં બ્રહ્માએ ભૂલ કરેલી છે!

૧. ઉ. વા.

એ તો કાન આડે બંધ બાંધ્યા છે! નહિંતર વળી એમાંથી એમની બુદ્ધિ વહી જાય! બધા હસે છે.)

૩ ઉ. વા.

ના, ના! એ તો કદાચ કાન વાટે બુદ્ધિ એમનામાં પેસી જાય એ બીકથીજ પહેરતા હશે

૧. ઉ. વા.

કે કદાચ કાનમૂળીઆં ખેંચનાર ઉત્તરફટવાસી કોઇ ભૂત તેમને વળગે તેટલા માટે પણ હોય! ( બધા હસે છે.)

૧. ઉ. વા.

કેમ રે! શિવ-તરાઇના રોંચાઓ! ઉભા છો શું જડભરત જેવા થઇને!

૩. ઉ. વા.

આજના અમારા ઉત્સવની યે ખબર નથી? બોલો, "યંત્રરાજ વિભૂતિનો જય!"

૧. ઉ વા.

ગળાં સુકાઇ તો નથી ગયાં ને? ગર્જના કરી બોલો "યંત્રરાજ વિભૂતિનો જય!"

ગણેશ.

વિભૂતિનો જય અમે તે શામાટે પોકારીએ? એનું એણે શું કરી નાખ્યું છે?

૧. શિ. વા.

શું કર્યું છે? જુવો તો ખરા! એ પ્રચંડ સમાચાર હજુ એ· મને કાને પહોંચ્યા નથી! આ બધું કાન–ટોપીનું પરિણામ, હો!

(તેઓ બધા હસે છે.)

૩. ઉ. વા.

શું તમે એમ પૂછો છો કે તેણે શું કર્યું છે? સાંભળો, તમારી તરસ છીપાવવાનું પાણી એને કબજે છે! તે નિર્દય થઈ પાણી રોકી દે તો તમે બધાયે દુકાળમાં દેડકાની પેઠે તરસેજ મરી જાઓ!

૨. શિ. વા.

અમારૂં પાણી વિભૂતિને કબજે! તે એકાએક ઇશ્વર તો નથી બની ગયો ને?

૨. ઉ. વા.

તેણે ઇશ્વરને નોકરીમાંથી ખારજ કર્યો છે. ઇશ્વરનાં કામ હવે તે પોતેજ ઉપાડી લેશે.

૧. શિ. વા.

ઇશ્વરનાં કામ! એનો એકાદ નમુનો જોઇએ.

૧. ઉ. વા.

હાસ્તો. પેલો મુક્તધારાનો બંધ!

(શિવતરાઇવાસીએ મોટેથી હસે છે.)

૨. ઉ. વા.

મજાક ભાસે છે કે?

ગણેશ.

બીજું શું? સ્વયં ભગવાન્ ભૈરવ બણીથી અમને મળતા પ્રસાદને ઝુંટવી લેનાર તે તમારો પેલો લુવારનો છોકરો!

૧. ઉ. વા.

તારી જ આંખે પણે આકાશમાં જોને !

૨. શ. વા.

બાપરે ! એ શું ?

૩. શિ. વા.

એ તો જાણે કોઇ રાક્ષસી ખડમાંકડી ઉંચે આકાશમાં ચાંદરડાં ભણી ફાળ ભરતી જણાય છે.

૧. ઉ. વા.

એ જ ખડમાંકડી પોતાના લાંબા ટાંગા વડે તમારા પાણીના વહેણને ખાળી રાખવાની છે.

ગણેશ.

આ ડંફાસો રહેવા દો ! કાલ ઉઠીને તમે તો એમ કહેશો કે એ ભુવારનો પોરીઓ એ ખડમાંકડી ઉપર સવાર થઇ ચંદ્રગ્રહણ કરવા જાય છે !

૧. ઉ વા.

આ બધી તેમની કાન-ટોપીની અસર છે હો ! તેઓ સાંભળ્યું ન સાંભળ્યું કરે છે અને પછી મરે છે !

૧. શિ. વા.

અમે મરવાના જ નથી !

૩. ઉ. વા.

કહેવું બહુ સહેલ છે. પણ જોઇએ છીએ કે તમને કોણ બચાવે છે.

ગણેશ.

અમારા દેવને નથી દીઠા ?—સાક્ષાત્ દેવ ! એમનો એક દેહ મંદિરમાં છે અને બીજો બહાર વિચરે છે.

ઉ. ઉ. વા.

સાંભળ્યો આ કાન-ટોપીવાળાઓનો બકવાદ. એમના નસીબમાં મોત જ છે.

[ ઉત્તરકૂટવાસીઓ જાય છે અને ધનંજય પ્રવેશ કરે છે ]

ધનંજય.

મૂર્ખાઓ, શું બકતા હતા? મોતમાંથી તમને ઉગારવાનો ભાર તે શું મારી ઉપર છે? એમ હોય તો તો તમે સાતવાર મૂઆ સમજજો.

ગણેશ.

પણ, બાપુ! ઉત્તરકૂટવાસીઓ અમને ધમકાવી ગયા કે વિભૂતિએ મુક્તધારાના જળ થંભાવ્યાં છે.

ધનંજય.

બંધ બાંધ્યો છે એ જ ને?

ગણેશ.

હા બાપુ.

ધનંજય.

તેમની બધી વાત સાંભળી ને?

ગણેશ.

એમાં સાંભળે શું? હસવામાં જ ઉડાવી દીધી!

ધનંજય.

તમે બધાયે મને જ કાન સોંપ્યા છે? મારેજ તમારા બધાની વતી સાંભળવું કે?

ઉ. શિ. વા.

પણ તેમાં સાંભળવાનું જ શું છે?

ધનંજય.

અરે, આ બોલો છો શું? બાહ્ય અથવા આંતર દુરંત શક્તિનો નિરોધ કરવો એ શું જેવી તેવી વાત સમજો છો?

ગણેશ.

પરંતુ પેલા બંધનું શું?

ધનંજય.

એ એક જુદી વાત છે. ભૈરવનાથ એ કદીપણ નહિ સાંખે. હું જઉં છું અને એ સંબંધી બધી માહીતી મેળવું છું. આ સંસાર વાણીમય છે. જે દિશામાંથી આવતા શબ્દને ઉવેખીએ તેજ દિશામાંથી મૃત્યુનું બાણ આવી પડે છે.

(ધનંજય જાય છે.

[ એક બીજો શિવતરાઇવાસી પ્રવેશ કરે છે ]

૪. શિ. વા.

આ શું-બિશન-શા વાવડ છે?

બિશન.

યુવરાજને રાજાએ શિવતરાઇમાંથી બોલાવી લીધા છે. તેમને હવે ત્યાં નહિ રાખે.

બધા.

એમ નહિ થાય-કોઈ પણ રીતે નહિ થાય.

બિશન.

તમે કરશો શું?

બધા.

તેમને પાછા આણીશું.

બિશન.

શી રીતે ?

બધા.

બળથી.

બિશન.

રાજાજીનો વિચાર કર્યો ?

બધા.

તેની અમને પરવા નથી !

[ રણજીત અને અમાત્ય પ્રવેશ કરે છે

રણજીત.

કોની પરવા નથી ?

બધા. ( રાજા પ્રત્યે )

મહારાજનો જય હો !

ગણેશ.

અમે આપકને અરજ ગુજારવા આવ્યા છીએ.

રણજીત.

શી અરજ ?

બધા.

અમે આપકને યુવરાજની યાચના કરીએ છીએ.

રણજીત.

તમારી અરજ તો મજાની છે.

૧. શિ. વા.

હા, મહારાજ, અમે યુવરાજને શિવતરાઇ લઇ જઇશું.

રણુજીત.

અને પછી વિજયના ઘેનમાં કર ભરવાનું ભૂલી જઇશું–કાં કે?

બધા.

પરંતુ અમે ભૂખે મરીએ છીએ.

રણુજીત.

તમારો આગેવાન ક્યાં છે?

ર. શિ. વા. ( ગણેશભણી આંગળી ચીંધી )

આ રહ્યા.

રણુજીત.

ના, એ નહિ! પેલો વેરાગી–એ ક્યાં?

ગણેશ.

એ આવે, મહારાજ.

ધનંજય પ્રવેશ કરે છે ]

રણુજીત.

આ લોકોને ભમાવનાર તું જ કે?

ધનંજય.

હા સાહેબ, હું પોતે પણ ભમેલો જ છું.

( ગાન )

આમારે પાડાય પાડાય ખેપિયે બેડાય
કોન્ ખ્યાપા સેં?
ઓરે આકાશ જુડે મોહન સુરે
બાજાય કોન્ બાતાસે?
ગેલો રે ગેલો બેલા,

પાગલેર કેમન ખેલા ?
કેકે સે આકુલ કરે, દેય ના ધરા,
તારે કાનન ગિરિ ખુંજે ફિરિ
કેં દે મોરિ કોન્ હુતાશે ! [1]

રણજીત.

મારી સાથે ગરબડ ન કર. સાફ જણાવી દે. કર ભરવાની તરફેણમાં તું છે કે નહિ ?

ધનંજય.

ના સાહેબ, લગીરેય નહિ.

રણજીત.

તું ઉદ્ધત છે.

ધનંજય.

જે આપનું નથી તે આપને ન જ અપાય.

રણજીત.

મારૂં નથી ?

ધનંજય.

અમારા બચત અન્નમાં તમારો ભાગ ખરો. પરંતુ પેટનું છે તે તમને કેમ અપાય ?

રણજીત.

ત્યારે મારી પ્રજાને કર ભરવાની તું જ ના પાડે છે–ખરૂં ને ?

---

૧ એ કોણ દિવાનો છે જે મારી વાંસે વાંસે આવે છે અને મને ય દિવાનો બનાવે છે ?

ખબર નહિ કઇ દિશામાં–કોણ જાણે શું વગાડે છે કે જેનો મોહન સુર આકાશમાં વ્યાપી રહ્યો છે !

અરે ! સમય ચાલ્યો ગયો ! પાગલની આ તે કેવી રમત ?

એ મને સાદ કરે છે–આતુર બનાવે છે, પરંતુ પકડાતો નથી !

હું એને વને અને પર્વતે શોધું છું. પણ એ જડતો નથી અને હું રોઇ રોઇને મરી જાઉં છું !

ધનંજય.

તેઓ બ્હીકણુ છે. તરત તાબે થઇ જાય એવા છે. પરંતુ હું તેમને કહું છું કે તમારાં જીવનને જીવનદાતાને ચરણે ધરજો.

રણુજીત.

તેમની બીકને તું માત્ર તારી પોતાની શ્રદ્ધા વડે ઢાંકી રહ્યો છે. પણ યાદ રાખજે કે જેવો તે શ્રદ્ધાનો પરપોટો ક્યાંકથી ફસકી ગયો કે તરતજ તે બીક સાતગણા જોશથી ઉછળી ઉઠશે, અને તેમનો સમૂળગો નાશ થશે. સાધુડા, તારા કિસ્મતમાં દુઃખ જ લખાયું છે.

ધનંજય.

તે વિધાતાના લેખને હું હૈયા સાથે જડી રહ્યો છું; અને હૈયામાં તો વસે છે હરિ-ભીડભંજન!

રણુજીત. (શિવતરાઇવાસીઓને)

તમે બધાય શિવતરાઈ જાઓ, આ વેરાગી અહિં રહેશે.

બધા.

ના, એમ નહિ થાય, અમારા દેહમાં પ્રાણ છે ત્યાં લગી એમ નહિ જ. થવા દઇએ.

ધનંજય.

[ ગાય છે. ]

રહબો બોલે રાખબે કારે?
હુકુમ તોમાર ફલબે કોબે?
ટાનાટાનિ ટિકબે ના, ભાઇ,
રંબાર જેટા સેટાઇ રબે.

---

"રહે" એમ કહેવાથી તમે કોને રાખી શકશો? તમારો હુકમ ક્યારે ફળે છે? ભાઇ, ખેંચતાણ નહિ ચાલે! જે રહેવાનું હશે તે રહેશે.

રાજા, બળાત્કારથી કાંઇ યે સાચવી શકાતું નથી. જે સર્વસ્વ સમર્પે છે તેજ સર્વસ્વ સાચવે છે. તમારી લોભવૃત્તિ જેને સંઘરવા મથે છે તે ચોરીનો માલ છે. તે નહિ ટકે.

[ ગાય છે. ]

જા-ખુસિ ભાઇ કુરૂતે પારો,
ગાયેર જોરે રાખો મારો,
જોંર ગાયે તાર બ્યથા બાજે
તિનિઇ જા' સ'ન સેટાઇ સ'બે.

રાજા, વળી બળાત્કારે મેળવેલી પૃથ્વી મારી છે એમ માનવામાં પણ તમે ભૂલ કરો છો. જેને તમે મુક્ત રાખો છો એજ તમારૂં છે; પરંતુ જેને પકડી રાખશો તે હાથતાળી દઇને ચાલ્યું જશે.

[ ગાય છે. ]

બાબૂચો, હોબે તુમિ જા ચાઓ,
જગત્ટાકે તુમિઇ નાચાઓ
દેખબે હઠાત્ નયન મેલે
હયના જેટા સેટાઓ હોબે.

**રણજીત.**

મંત્રી,——આ વેરાગીને જાપતામાં રાખો.

---

તમે ચાહો તે કરો; શારીરિક બળથી જીવાડો કે મારો! પરંતુ જેના શરીરમાં વ્યથા થશે તે જેટલું સહન કરશે તેટલું જ સહન થશે!

તમે ધારો છો કે જે તમે ઇચ્છો છે તે થાય છે; તમે જ જગત્‌ને નચાવો છો. પરંતુ આંખ ઉઘડશે ત્યારે એકાએક જોશે કે જે થવાનું નથી તે પણ થાય છે!

મંત્રી.

મહારાજ—( અટકે છે. )

રણજીત.

મારી આજ્ઞા નથી રૂચતી ?

મંત્રી.

તેમની શિક્ષા માટે ભીષણ યંત્ર તૈયાર થઇ ગયું છે. તેમાં વધારે ભય ઉમેરવાનો પ્રયત્ન કરવા જતાં તે નબળું થઇ જશે.

શિ. વાસીઓ.

અરે, અમારાથી એ નહિ સહ્યું જાય !

ધનંજય.

કહું છું જાઓ. મને અહિં મૂકીને જાઓ.

૧. શિ. વા.

બાપુ, અમે આપણા યુવરાજને પણ હારી બેઠા છીએ એ તમને ખબર નથી !

૨. શિ. વા.

જો અમે તમને બન્નેને ગુમાવીએ તો પછી અમારાં મનોબળને કોણ ટકાવી રાખે ?

ધનંજય.

મારૂં બળ એજ તમારૂં બળ છે ? તો તો હું હારી ચૂક્યો ! મને જવા દો.

ગણેશ

એમ કહી તમે અમને દગો ન દો. અમારૂં સર્વસ્વ તમારામાં છે, બાપુ !

ધનંજય

મારી હાર થઇ છે, હવે મને જવા દો.

બધા

કેમ બાપુ ?

ધનંજય

તમે મને મેળવી આનંદિત થઇ પોતાની જાતને હારી બેઠા છો. એનું કાંઇ ભાન છે ? એ ખોટ હું તો ન જ પૂરી શકું. તમે મને લજવો છો.

૧. શિ. વા.

એમ ન કહો. તમે જેમ કહેશો તેમ કરશું.

ધનંજય

ત્યારે મને અહિં રહેવા દો અને તમે જાઓ.

૨. શિ. વા.

અમને છેહ દેતાં તમારૂં હૈયું હાલશે ખરૂં કે ? તમે અમને નથી ચાહતા ?

ધનંજય

તમછે ચાહવા અને એ ચાહના વડે ગુંગળાવવા એના કરતાં તમને ચાહવા અને સ્વતંત્ર રાખવા ઇષ્ટ છે. જાઓ એવી વાતો હવે રહેવા દો.

૨. શિ. વા.

બહુ સારૂં, બાપુ. અમે જઇએ છીએ પણ—

### ધનંજય.

પણ શું ? ઉન્નત મસ્તક રાખી બેફિકર ચાલ્યા જાઓ.

( તેઓ હળવે હળવે જાય છે. )

આ તમારૂં ચાલવું કે ? વીરની પેઠે ફાળ ભરતા ચાલો.

### ગણેશ.

જઇએ છીએ, બાપુ. પરંતુ અમારા બળબુદ્ધિ આપ કને મૂકી જઇએ છીએ.

[ તેઓ જાય છે.

### ગણેશ.

જઇએ છીએ, બાપુ. પરંતુ અમારા બળબુદ્ધિ ·આવકને મૂકી જઇએ છીએ.

[ તેઓ જાય છે.

### રણજીત.

કેમ વેરાગી ? બોલતો કેમ નથી ? કયા વિચારમાં પડ્યો છે ?

### ધનંજય.

રાજા મને તેઓએ ચિન્તાતુર કરી મૂકયો છે.

### રણજીત.

શા માટે ભલા ?

### ધનંજય.

મને હવે લાગે છે કે જે કાર્ય સિદ્ધ કરવામાં ચંડપાલની અસિધારા નિષ્ફળ નીવડી તે જ કાર્ય મારા વડે સધાઇ ચૂક્યું છે.

રણજીત.

એમ માનવાનું કારણ ?

ધનંજય.

રાજા, એકવેળા મેં મારા મનમાં ને મનમાં મલકાઇને કહ્યું હતું કે હું તેમના બળબુદ્ધિને બલવત્તર બનાવી રહ્યો છું. પરંતુ આજે તેઓએ નિર્લજ્જતાથી મને સંભળાવી દીધું છે કે મેં જ ઉલટાં તેમના બલબુદ્ધિ હરી લીધાં છે.

રણજીત.

શી રીતે ?

ધનંજય.

રાજા, જ્યારે જ્યારે હું તેમને પ્રોત્સાહન આપતો ત્યારે એમ સમજતો કે સાથે સાથે તેમનાં બલબુદ્ધિ પણ વધી રહ્યાં છે; પરંતુ આજે સમજાય છે કે એ મારી ભૂલ હતી. ઋણી લોકોને દોડાદોડ કરાવ્યાથી તેમનો ઋણભાર ઓછો થતો નથી.–તેઓ ધારે છે કે હું વિધાતાથી પણ મોટો છું; તથા પ્રભુ પ્રત્યેનું તેમનું કરજ ફેડવા સમર્થ છું. તેથી તેઓ આંખો મીચી મને જ વળગી રહ્યા છે.

રણજીત.

તેઓ તને પોતાનો દેવ માને છે.

ધનંજય.

અને તેથી જ તેઓ મારા સુધી આવી અટકી પડે છે અને પોતાના સાચા દેવ સુધી પહોંચતા નથી. મારા બાહ્ય પ્રોત્સાહનને લઇને તેમના અંતર્યામીની પ્રેરણાઓ રૂંધાઇ જાય છે.

રણુજીત.

રાજાનો કર ચૂકવવા જ્યારે એ લોકો આવે છે ત્યારે તો તું તેમને અટકાવે છે. અને પ્રભુના પૂજાસામગ્રી તેઓ તારે ચરણે ધરે છે એ અસહ્ય નથી લાગતું?

ધનંજય.

અરે બાપરે! અસહ્ય કેમ નથી લાગતું? મને તો જાણે એમ થઇ આવે છે કે ધરતી માર્ગ દે તો સમાઈ જઉં. બધી પૂજા મને સમર્પી તેઓ પોતાના મનથી દેવાળીઆ થઇ જાય છે. અને તે દેણાની જવાબદારી મારે શિરે આવી પડે છે. એમાંથી હું તો છૂટું તેમનથી જ.

રણુજીત.

હવે ત્યારે તારૂં કર્તવ્ય શું?

ધનંજય.

તેમનાથી અળગા રહેવું એ. જો મેં ખરેખર તેમના મનઃસ્વાતંત્ર્ય આડે બંધ બાંધ્યા હશે તો ભગવાન્ ભૈરવ તમારા વિભૂતિને અને મંને એક જ ન્યાય આપશે.

રણુજીત.

ત્યારે વિલંબ શા માટે? ચાલ્યો કેમ જતો નથી?

ધનંજય.

એક વેળા હું તેમ ચાલ્યો ગયો હતો અને તે વેળા તેઓએ તમારા ચંડપાલના શિર ઉપર આક્રમણ કર્યું હતું, ત્યારે જે દંડ મને મળવો જોઇતો હતો તે તેના માથાની ખોપરી ઉપર પડ્યો. આથી હવે હું ચાલ્યો જતો નથી.

રણજીત.

તારી મેળે તું ન ખસી શકતો હોય તો હું તને ખસેડું. ( ઉદ્ધ-વને ) ઉદ્ધવ—આ વેરાગીને આપણા શિબિરમાં કેદ કર.

ધનંજય.

તોર શિકલ આમાય બિકલ કરૂબે ના.
તોર મારે મરમ મરૂબેના.
હ્યાઁર આપન હાતેર છાડ–ચિઠ્ઠિ સેઇ જે,
આમાર મનેર ભિતર રયે છે એઇ જે,
તોદેર ધરા આમાય ધરૂબે ના.
જે પથ દિયે આમાર ચલાચલ
તોર પ્રહરી તાર ખોંજ પારે કિ બોલ્?
આમિ તાંર દુવારે પૌંછે ગેછિ રે,
મોરે તોર દુવારે ઠેકાબે કિ રે?
તોર ડરે પરાણ ડરૂબે ના.[1]

રણજીત.

મંત્રી, જેલમાં અભિજીત કને જાવ અને જો તે પોતાના કાર્યો માટે પશ્ચાત્તાપ કરતો જણાય તો—

મંત્રી.

મહારાજ, ઉચિત તો એ છે કે આપ સ્વયં એક વાર જઇને—

---

૧. તારી બેડી મને વ્યાકુળ નહિ કરે, તારા મારથી મારૂં હૃદય નહિ મરે. મારા હૃદયમાં તેણે પોતાને હાથે લખેલી રજાચિઠ્ઠી છે તેથી તું મને પકડી શકીશ નહિ. જે રસ્તે મારો અવરજવર છે તે રસ્તાની ભાળ તારા પહેરેગીરને શી રીતે લાગે? હું તેને દ્વારે પહોંચી ગયો છું તો પછી તારે દ્વારે મને કોણ રોકી શકે એમ છે? હું તારો ડરાવ્યો નહિં ડરૂં!

રણજીત.

ના, ના, તે રાજદ્રોહી જ્યાં સુધી પોતાના અપરાધનો સ્વીકાર ન કરે ત્યાં સુધી હું તેનું મ્હોડું નહિ જોઉં. હું મહેલે જઉં છું. તમે મને ત્યાં જ બધા સમાચાર કહેજો.

[રાજા જાય છે.

[ભક્તો પ્રવેશ કરે છે.]

ગાય છેઃ—

તિમિર-હૃદ્‌વિદારણ જ્વલદગ્નિ-નિદારૂણ,
મરૂ-શ્મશાન સંચર !
શંકર શંકર !
વજ્રઘોષ-વાણી, રૂદ્ર શૂલ-પાણિ,
મૃત્યુ-સિન્ધુ-સન્તર,
શંકર શંકર !

[જાય છે.

[ઉદ્ધવ પ્રવેશ કરે છે.]

ઉદ્ધવ.

આ શું ? યુવરાજને મળ્યાં વગરજ મહારાજ ચાલ્યા ગયા !

મંત્રી.

યુવરાજને નીરખતાં પોતાનો નિશ્ચય ડગી જાય, એવી એમને ધાસ્તી છે. મનની એ દુગ્ધાને દાબી દેવા માટે તો વેરાગી સાથેની વાતચીત લંબાવતા હતા. એમનાથી શિબિરમાં પ્રવેશ પણ નહોતો થઈ શકતો તેમજ શિબિર છોડી જવાને પણ પગ નહોતા ઉપડતા. હું હવે યુવરાજ કને જઉં છું.

[તેઓ જાય છે.

[બે સ્ત્રીઓ પ્રવેશ કરે છે.]

૧ સ્ત્રી

માસી, બધા કેમ ખીજી ઉઠયા છે ભલા? કોણ કહે છે કે યુવરાજ અન્યાય કરે છે. મારાથી તો એ મનાતું યે નથી અને સહેવાતું યે નથી.

૨ સ્ત્રી

ઉત્તરકૂટની છોકરી થઇ સમજતી નથી! એણેસ્તો નંદીસંકટનો માર્ગ ખોલી નાખ્યો!

૧ સ્ત્રી

ખબર નથી પડતી કે એમાં ગુનો શો કર્યો? પણ મને તો કોઇમાં વિશ્વાસજ નથી કે યુવરાજે અન્યાય કર્યો છે એમ માનું.

૨ સ્ત્રી

તું હજુ છોકરૂં છે. અનેક દુઃખો પડશે ત્યારે એક દિવસ સમજાશે કે મીઠા બોલાનાજ પેટમાં પાળી હોય છે.

૧ સ્ત્રી

પણ યુવરાજ ઉપર તમે શા માટે વ્હેમાવ છો?

૨ સ્ત્રી

બધા કહે છે કે શિવતરાઇના લોકોને વશ કરવા માટે તે ઉત્તરકૂટનું સિંહાસન જીતી લેવા ચાહે છે.

૧ સ્ત્રી

પણ રાજસિંહાસનની એને શી દરકાર છે? એણે તો બધાય ના હૃદય સિંહાસન ઉપર વિજય મેળવ્યો છે! જેઓ એમને નિન્દે તેમના પર વિશ્વાસ રાખવો અને સ્વયં યુવરાજ ઉપર વિશ્વાસ ન રાખવો?

૨ સ્રી

તું તો ચૂપ જ રહે! ડાહીલી! તારા મ્હોડામાં આવી વાત શોભતી નથી! આખો દેશ જેને વખોડે તેને તું પરાણે—

૧ સ્ત્રી

હું તો આખા દેશની સામે થઇને કહેતી ફરીશ કે—

૨ સ્ત્રી

ચૂપ! ચૂપ!

૧ સ્ત્રી

કાં ચૂપ? હું છચોક કહેવા માગું છું. યુવરાજમાં મારો અડગ વિશ્વાસ છે એ વાત પ્રકટ કરતાં જે આવી પડે તે સહેવા હું તૈયાર છું. હું આ મારા લાંબા કેશ ભૈરવને ચરણે ધરી કહીશ, "ભગવાન્, તું જ પરચો કરી દેખાડ કે યુવરાજનો જય અને તેના નિન્દકોના મ્હોમાં ધૂળ!"

૨ સ્ત્રી

ચૂપ, ચૂપ! ક્યાંથી કોઈ સાંભળી જશે! બાઇ, તારા ઉપર વિપત્તિનું વાદળ ઝઝૂમે છે.

[ બન્ને જાય છે.

[ કેટલાક ઉત્તરકૂટવાસીઓ પ્રવેશ કરે છે. ]

૧ ઉ. વા.

કોઇ પણ રીતે છોડવાના નથી. ચાલો રાજા કને જઇએ.

૨ ઉ. વા.

લાભ શો? યુવરાજ રાજાના હૃદયમણિ છે. તેના અપરાધ માટે રાજા વિચાર કરે એમ હું માનતો નથી, ઉલટા આપણા ઉપર રોષે ભરાશે.

૧ ઉ. વા.

છો ને ભરાતા! આપણે એના મ્હોડાં ઉપર ચોખ્ખે ચોખ્ખું કહી દેવું પછી ગમે તે થાય. યુવરાજ પણ આપણા પ્રત્યે પ્રેમ તો ઘણોજ બતાવતા! અને તેનું પરિણામ તો આજ કે? એને ઉત્તરકૂટ કરતાં શિવતરાઈ વહાલું લાગ્યું કેમ?

૨ ઉ. વા.

આમ થયા પછી પૃથ્વીમાં ધર્મજ ક્યાં રહ્યો?

૩ ઉ. વા.

કોઇનું પેટ કળી શકાતું નથી.

૧ ઉ વા.

રાજાએ એને દંડ નહિ દે તો આપણે જ દઇશું.

૨ ઉ. વા.

કરશો શું?

૧ ઉ. વા.

આ દેશમાં રહેવું એને ભારે થઇ પડશે. નન્દી સંકટની દિવાલો તોડી નખાવી જે રસ્તો એણે ખુલ્લો કર્યો છે એજ રસ્તે એને ધક્કેલી દઇશું.

૨ ઉ. વા.

પરંતુ પેલો ચાબુઆવાળો કહે છે કે યુવરાજ શિવતરાઇમાં નથી; અને અહિ રાજમહેલમાં એને શોધવો મૂશ્કેલ છે.

૧ ઉ. વા.

જરૂર રાજાએ એને ક્યાંક સંતાડયો છે.

૨ ઉ. વા.

સંતાડયો છે એમ? તો તો રાજમહેલની દિવાલો જ તોડી નાખી એને બહાર ખેંચી કાઢીશું.

૧ ઉ. વા.

અરે મહેલને આગ જ લગાડી દઇશું.

[ મંત્રી તથા ઉદ્ધવ પ્રવેશ કરે છે. ]

મંત્રી.

શું ચાલે છે ?

૧ ઉ. વા.

છાનગુપતીઆં નહિ ચાલે. યુવરાજને લાવો.

મંત્રી.

અરે ભાઇઓ. યુવરાજને હું તે ક્યાંથી લાવું ?

૨ ઉ. વા.

તમારી જ સંતલસથી આ બધું થયું હશે. પણ હું તમને કહી દઉં છું કે એ નહિ ચાલે ! અમે તેને તેના ગુપ્તવાસમાંથી પે ખેંચી લાવીશું.

મંત્રી.

ત્યારે રાજ્યકારભાર તમારા હાથમાં લો અને યુવરાજને રાજાના કારાવાસમાંથી છોડાવો.

૩ ઉ. વા.

શું કહ્યું ? કારાવાસમાંથી ?

મંત્રી.

હા. મહારાજે તેમને કેદ કરેલ છે.

બધા.

મહારાજનો જય. ઉત્તરકૂટનો જય.

૨ ઉ. વા.

ચાલો આપણે જેલ ભણી જઈએ અને ત્યાં જઈને—

મંત્રી.

જઈને શું ?

૨ ઉ. વા.

વિભૂતિએ ઉતારેલ હારના ફુલ કાઢી લઈ તેનો દોરો યુવરાજને ડોકે બાંધીએ.

૩ ઉ. વા.

ડોકે શું કરવા ? હાથે બાંધશું. બંધ બાંધનારે ઉતારેલ વસ્તુ બંધ તોડનારને હાથે બાંધવી જોઈએ.

મંત્રી.

યુવરાજે દિવાલો તોડી નખાવી એને ગુનો કહો છો અને તમે રાજ્યવ્યવસ્થા તોડો એ ગુનો નહિ ?

૨ ઉ. વા.

એ એક જુદી જ વાત છે.

૩ ઉ. વા.

પણ ધારો કે તોડીએ તો યે શું ?

મંત્રી.

પગ તળેની જમીન ન ગમવાથી તમે આકાશમાં ઉડવા ઇચ્છો છો પરંતુ ખાતરી રાખજો કે આકાશ પણ તમને નહિ ગમે. બીજી વ્યવસ્થા આગળથી કર્યા પછી જ પહેલીનો ભંગ કરો.

૩. ઉ. વા.

ઠીક. ચાલો ત્યારે કારાવાસે થઈને દરબારગઢ પાસે જઈ મહારાજનો જયઘોષ કરી આવીએ.

૧ ઉ. વા.

પણ જુવો ! સૂર્ય આથમ્યો છે અને અંધારૂ આકાશમાં ઘેરાતું જાય છે. પણ વિભૂતિના મંત્રનો શિખરભાગ હજુયે જળહળે છે. જાણે દારૂ પીધાથી લાલ ન થયો હોય !

૨ ઉ. વા.

અને ભૈરવ મંદિરના ત્રિશૂળ ઉપર આથમેલા સૂર્યનું છેલ્લું કિરણ ઝીલાઇ રહ્યું છે. જાણે કેમ—અરે પણ શું કહેવું એ સૂઝતું નથી.

[ ઉત્તરકૂટવાસીઓ જાય છે.

મંત્રી.

મહારાજે યુવરાજને પોતાના શિબિરમાં શા માટે કેદ કરેલ છે તે હવે સમજાયું.

ઉદ્ધવ.

શા માટે ?

મંત્રી.

પ્રજાના હુમલામાંથી એને બચાવી લેવા માટે. પણ વાત બગડી છે. પ્રત્યેકક્ષણે લોકોની ઉશ્કેરણી પ્રબલ થતી જાય છે.

[ સંજય પ્રવેશ કરે છે. ]

સંજય.

મહારાજને મારી આતુરતા દેખાડવાનું સાહસ ન કરવું. એથી તો ઉલટો એમનો નિશ્ચય વધુ દૃઢ થતો જાય છે.

મંત્રી.

કુમાર, હમણાં શાંત રહેજો. ઉત્પાતમાં ઉમેરો થાય એવું કાંઇ કરતા મા.

સંજય.

બંડખોરમાં ખપીને હું પણ કેદ થવા ચાહું છું.

મંત્રી.

એના કરતાં મુક્ત રહીને યુવરાજને છોડાવવાનો ઉપાય કરોને.

સંજય.

એજ ઉદ્દેશથી હું પ્રજાજનમાં ગયો હતો. એમ તો સાફ સમજાયું કે તેઓ યુવરાજને પ્રાણથી યે અધિક ચાહે છે. અને તેની ગિરફતારીને સાંખી શકે એમ નથી. પરંતુ નંદીપથ ખોલી દીધાના સમાચાર સાંભળી તેઓ ક્રોધથી સળગી ઉઠયા છે.

મંત્રી.

તો તો યુવરાજ બંદીખાનામાં જ કુશળ છે એમ માનવું જોઇએ.

સંજય.

હું નાનપણથી જ હમેશાં તેમને અનુસરતો આવ્યો છું. હવે મને તેમની પાછળ કેદમાં જવા દો.

મંત્રી.

પણ તેથી શું વળશે?

સંજય.

પૃથ્વીમાં કોઇપણ માણસ એકલો હોય ત્યાં સુધી અડધો જ છે. બીજા કોઇક માણસના યોગ પછી જ તે આખો બને છે. યુવરાજની સાથે મારે એવો યોગ છે.

મંત્રી.

રાજકુમાર, તે વાત માની. પરંતુ એવો સત્ય યોગ જ્યાં હોય છે ત્યાં પાસેપાસે હોવાની કાંઈ જરૂર નથી રહેતી. આકાશના મેઘ તથા સમુદ્રનાં જળ તત્ત્વતઃ એક જ છે તેમ છતાં બહારથી તેઓ જુદા જુદા રહીને પોતાનાં ઐક્યને સફળ કરે છે. યુવરાજ આજ જ્યાં જ્યાં નથી ત્યાં ત્યાં તે તમદ્વારા પ્રકટ થશે.

સંજય.

આ શબ્દો તમારા લાગતા નથી. આ તો જાણે યુવરાજના જ શબ્દો.

મંત્રી.

તેમના શબ્દો તો આ સ્થળના વાતાવરણમાં સર્વત્ર છે. આપણે તેનો ઉપયોગ કરીએ પણ જાણતા નથી કે તે યુવરાજના છે.

સંજય.

પણ એ વાતનું સ્મરણ કરાવી આપી તમે મારા પર ઉપકાર કર્યો છે. મંત્રી! દૂર વસી હું તેમની સેવા કરતો રહીશ. હવે હું મહારાજ કને જાઉં છું.

મંત્રી.

શા માટે ?

સંજય.

શિવતરાઈની સુબાગીરી માગવા.

મંત્રી.

પણ આ અણીનો વખત છે.

સંજય.

માટે જ એ સુયોગ્ય છે.

[ તેઓ બન્ને જાય છે.

[ વિશ્વજીત પ્રવેશ કરે છે. ]

વિશ્વજીત.

કોણ એ ? ઉદ્ધવ જણાય છે.

ઉદ્ધવ.

જીહા. કાકા મહારાજ.

વિશ્વજીત.

હું અંધારૂં થવાની જ વાટ જોતો હતો. મારી ચીઠ્ઠી તો મળીને ?

ઉદ્ધવ.

હાજી, મળી છે.

વિશ્વજીત.

તે પ્રમાણે કામ બજાવ્યું કે ?

ઉદ્ધવ.

ટૂંક વખતમાં જ આપ તે જાણી શકશો. પણ—

વિશ્વજીત.

કશી શંકા લાવીશ નહિ. રાજા પોતાની મેળે તેને મુક્ત કરવા તૈયાર નથી. પરંતુ તેને ખબર ન પડે એવી રીતે બીજો કોઇ યુવરાજને છોડાવે તો તેને નીરાંત વળશે.

ઉદ્ધવ.

પણ એ "બીજા કોઇને" રાજા ક્ષમા તો નહિ જ કરે.

### વિશ્વજીત.

માફ સૈન્ય તૈયાર છે. તને તેમજ તારા પહેરેગીરોને કેદ કરી લઇ જશે. જવાબદારી મારે શિર છે.

[ નેપથ્યે ]

આગ! આગ!

### ઉદ્ધવ.

થયું. બંદીખાનાની બાજુના પાકશાળાના તંબુને આગ લગાડવામાં આવી છે. યુવરાજ તથા ધનંજયને છોડાવવાની આ સરસ તક છે.

[ જાય છે.

[ થોડીવાર પછી અભિજીત પ્રવેશ કરે છે. ]

### અભિજીત.

દાદાજી, આ શું?

### વિશ્વજીત.

હું તને કેદ કરવા આવ્યો છું. તારે મોહનગઢ ચાલવું પડશે.

### અભિજીત.

આંજ મને કશાથી યે કેદ નહિ કરી શકો. ક્રોધથીયે નહિ ને સ્નેહથી યે નહિ. તમને લાગે છે કે આ આગ તમે લગાડી? ના. આજે મને બંદીખાનામાં રહેવા જેટલી નવરાશ નથી.

### વિશ્વજીત.

કેમ, બેટા, શું કામ છે તારે?

### અભિજીત.

આજે મારે મારા જન્મકાળનું ઋણ ચૂકવવાનું છે. મુક્તધારાને ખોળે હું ઉછર્યો છું; તેના બંધ હું તોડીશ.

## વિશ્વજીત.

તે માટે તો ઘણો સમય છે—આજ રહેવા દે.

## અભિજીત.

હું તો સમજું છું કે સમય આવી પહોંચ્યો છે. કોણ જાણે એ આવે કે ન યે આવે.

## વિશ્વજીત.

અમે પણ તારી સાથે શામેલ થશું.

## અભિજીત.

બધાને માટે કાંઇ એક જ કામ નથી. મારે શિરે જે કામ છે તે મારા એકલાનું જ છે.

## વિશ્વજીત.

તારૂં શિવતરાઇનું ભક્તદળ તારા કામમાં હાથ દેવા વાટ જોઇ રહેલ છે તેને પણ નહિ નોતરે કે?

## અભિજીત.

જે સાદ મેં સાંભળ્યો છે તે જ જો તેમણે પણ સાંભળ્યો હોત તો તેઓ મારી વાટ જોઈ બેસી રહેત નહિ. મારા સાદે તો તેઓ પોતાનો માર્ગ ભૂલી જાય.

## વિશ્વજીત

બેટા અંધારૂં વધતું જાય છે.

## અભિજીત.

જે દિશામાંથી સાદ આવે છે તેજ દિશામાંથી અજવાળું પણ આવશે.

**વિશ્વજીત.**

તને રોકવાની શક્તિ મારામાં નથી. તું ગાઢ અંધકારમાં ઝંપલાવે છે તોપણ પ્રભુમાં શ્રદ્ધા રાખી હું તને વિદાય દઉં છું. કેવળ એક શબ્દ આશ્વાસનનો સંભળાવ કે ફરી આપણે મળશું.

**અભિજીત**

તમારી સાથે મારો વિયોગ નહિ થાય એ વાત અંતરે જડી રાખજો; કાકા.

[ બન્ને જુદે જુદે રસ્તે જાય છે.

[ ધનંજય પ્રવેશ કરે છે. ]

( ગાન )

આગુન, આમાર ભાઇ,
આમિ તોમારિ જય ગાઇ.
તોમાર શિકલ–ભાઙા એમન રાઙા
મુર્તિ દેખિ નાઇ.
દુહાત તુલે આકાશ પાને
મેતે છો આજ કિસેર ગાને ?
એકિ આનન્દમય નૃત્ય અભય
બલિહારિ જાઇ.
જે દિન ભવેર મેયાદ ફુરોબે, ભાઇ,
આગલ જાબે સરે,
સેદિન હાથેર દડી પાયેર દડી,
દિબિરે છાઇ કરે.

સેદિન આમાર અંગ તોમાર અંગે,
ઐાઇ નાચને નાચૂબે રંગે,
સકલ દાહ મિટ્બે દાહે,
ઘુચ્બે સબ બાલાઇ.[1]
[ બટુ પ્રવેશ કરે છે. ]

બટુ.

બાપુ, દિવસ તો આ થમી ગયો છે. અંધકાર છવાતો જાય છે.

ધનંજય.

બટુ, બહારનાં અજવાળા ઉપર ભરોસો રાખવાની આપણને ટેવ પડી છે તેથી અંધારામાં આપણે આંધળાભીંત બની જઈએ છીએ.

બટુ.

ધાર્યું હતું કે ભૈરવના નૃત્યનો આજથી જ આરંભ થશે. પરંતુ યંત્રરાજે શું તેમના હાથપગ પણ યંત્રથી બાંધી મૂક્યા છે ?

ધનંજય.

જ્યારે ભૈરવ નૃત્યનો આરંભ કરે છે ત્યારે તે સ્પષ્ટ નથી કળાતું. પરંતુ જ્યારે તે પુરૂં થવા આવે છે ત્યારે તેની ખબર પડે છે.

---

૧ અગ્નિ ! મારા ભાઈ, હું તારો જય ગાઇશ. મેં બેડીને તોડનારી તારી આવી રક્ત મૂર્તિ કદી પણ નથી જોઈ. આકાશ ભણી બે હાથ ઉંચા કરી આજ તું કયા ગાનમાં લીન થઇ ગયો છે ? કેવું આનન્દમય અને અભય નૃત્ય ! બલિહારી ! જે દિવસે સંસારની મુદત પૂરી થશે ત્યારે ( બારણાંના ) આગળીઆ ખૂલી જશે; તે દિવસે તું મારા હાથ તથા પગે બાંધેલાં દોરડાંને બાળીને ખાખ કરી નાખશે, તે દિવસે આ જ નાચમાં હું તારી સાથે આ જ પ્રકારે નાચીશ. તારી જ્વાળામાં મારાં દુઃખો બળી જશે અને બધી બલાઓ ટળી જશે.

બટુ.

શ્રદ્ધા દો, પ્રભુ! બહુ ભય લાગે છે. જાગો, ભૈરવ, જાગો! પ્રકાશ હોલાઈ ગયો છે, પથ અંધકારમય છે. કંઇ સૂઝતું નથી, કોઇ આધાર નથી. મૃત્યુંજય! ભયનો નાશ કરો. ભય લાગે છે! જાગો, ભૈરવ, જાગો!

[ જાય છે.

[ ઉત્તરકૂટવાસીઓ પ્રવેશ કરે છે. ]

૧

નરાતાળ જીહું! કારાવાસમાં તે નથી જ! એને ક્યાંક સંતાડયો છે!

૨

જોઇ લેશું ક્યાં સંતાડે છે તે!

ધનંજય.

નારે, ભાઇ! ક્યાંયે સંતાડી નહિ શકે! ભીંતો ભાગી પડશે, દરવાજા તૂટી જશે, અંધારા ખુણામાં યે પ્રકાશ ધસશે અને બધું યે દેખાઈ આવશે.

૧

અરે, આ વળી કોણ! એણે તો મને એવો ચમકાવી દીધો!

૩

એ પણ બહુ સારૂં થયું. એક ભોગ તો જોઇએજ છે ને! ચાલો, આ વેરાગી પણ ચાલશે. બાંધો એને.

ધનંજય.

જે માણસ પોતે બંધાઇને બેઠો છે તેને બાંધીને શું કરશો?

૧

એ બધા ભગડતાવેડા રહેવા દે. અમે કાંઇ તારા ચેલા નથી!

ધનંજય.

ન માનો તો યે ભલે, સ્વયં પ્રભુ તમને મનાવશે. હું ઘણાયે અભાગીઆઓને ઓળખું છું. જેઓ ફક્ત માની માનીનેજ ગુરૂને ખોઇ બેઠા છે.

૧

તેમનો ગુરૂ કોણ?

ધનંજય.

જેને હાથે તેઓ માર ખાય તે.

૧

તો પછી તારા ઉપર અમે ગુરૂગિરિ કાં ન શરૂ કરીએ?

ધનંજય.

ભલેને બાપુ! તપાસ કરી જુવોને—ઠીક વાત કહી છે કે નહિ. પારખું પડશે.

૨

વહેમ જાય છે કે તુંજ અમારા યુવરાજને લઇ જવાનો પ્રપંચ રચે છે.

ધનંજય.

તમારો યુવરાજ તો મારાથી યે ચાલાક છે. તેની ચાલાકી મારામાં નથી.

૨

જોયું ને? વાત મળતી જ આવે છે. બન્ને યે મળી કાંઇક ફંદ રચ્યો છે.

૧

એમ ન હોય તો આવડી રાતે અહિં ભટકે શા માટે? યુવરાજને શિવતરાઈ ઉડાવી જવાની બધી પેરવી. આજ ઠેકાણે એને બાંધી જઇએ. યુવરાજનો પત્તો લાગ્યા બાદ એની તપાસ કરીશું. અરે એ કુન્દન! બાંધ એને! રસ્સી તો તારી પાસે છે ને!

કુન્દન.

આ રહી. લે. તું જ બાંધ ને!

૨

અરે, તું ઉત્તરકૂટનો વતની છે? દે, દે, મને દે. (બાંધતા, બાંધતા) કેમ રે, ગુરૂ શું કહે છે?

(ભૈરવપંથીઓ પ્રવેશ કરે છે.)

ગાયન.

તિમિર–હૃદ્–વિદારણ,
જ્વલદગ્નિ–નિદારૂણ,
મરૂ–શ્મશાન–સંચર,
શંકર, શંકર.
વજ્રઘોષ–વાણી
રૂદ્ર શૂલ–પાણિ
મૃત્યુ–સિન્ધુ–સન્તર
શંકર, શંકર.

[ જાય છે.

કુન્દન.

અરે પણે તો જુવો. સાંજનું અજવાળું જેમ જેમ ઓછું થતું જાય છે તેમ તેમ આપણા યંત્રનો શિખર ભાગ કાળો થતો જાય છે.

૧

દિવસે તે પ્રકાશથી સૂર્યને હંફાવે છે, અને રાત્રિએ અંધકારને પોતાની કાળાશથી હરાવવા મથે છે. ભૂત જેવું લાગે છે.

કુન્દન.

પણ મને સુજ નથી પડતી કે વિભૂતિએ પોતાના આ કીર્તિ-સ્તંભને આમ શા માટે બાંધ્યો હશે! ઉત્તરકૂટની ગમે તે બાજુએ જાવ પણ એ તો દેખાવાનુંજ! આકાશને ચીરી નાખતી કારમી ચીસ જેવું લાગે છે!

( ૪ થો ઉત્તરકૂટવાસી પ્રવેશ કરે છે. )

૪

ખબર મળી છે કે આમરાઇ પાછળ જ્યાં રાજાનો શિબિર છે ત્યાં યુવરાજને રાખવામાં આવેલ છે.

૨

હાં, હવે સમજણ પડી. તેથી તેની બાજુના રસ્તામાં વેરાગી ઘૂમતો હતો. જોઇ તો આવું.

[ જાય છે

ધનંજય.

( ગાન )

શુધુ કિતાર એ'ઘેઇ તોર કાજ કુરાબે,

ગુણી મોર, ઓ ગુણી?

બાંધાબીણા રઇબે પડે એમ્નિ ભાબે,

ગુણી મોર, ઓ ગુણી?

તાહલેહાર હોલો જે હાર હોલો,

શુધુ આંધાબાંધિઇ સાર હોલો.

ગુણી મોર, ઓ! ગુણી !
બાંધને ય દિ તો મારહાન લાગે,
તાહલેઇ સુર જાગે,
ગુણી મોર, ઓ ગુણી !
ના હોલે ધુલાય પડે લાજ કુડાગે.[1]

[ ઉત્તરકૂટવાસીઓ ફરી પ્રવેશ કરે છે. ]

૧

આ વળી શું ?

એ તો કાકા મહારાજ યુવરાજને બંદીવાન બનાવી સખ્ત પહેરા નીચે મોહનગઢ લઇ ગયા છે. પણ એમનો હેતુ શો હશે ?

કુન્દન.

એમની નસોમાં તો ઉત્તરકૂટનું લોહી વહે છે ના ! અહિં યુવરાજના અપરાધને યોગ્ય શિક્ષા નહિ થાય એ બીકથી તેઓ તેને કેદ કરી પોતાને ત્યાં લઇ ગયા છે.

૧

ભારે અન્યાય ! આ તો અત્યાચાર કહેવાય. આપણા યુવરાજને આપણે શિક્ષા નહોતા કરી શકતા ?

૨

એનો એકજ ઉપાય છે. જાણો છો ?

૧. ફક્ત સૂર મેળવીનેજ બેસી રહીશ ? ગુણી ગાયક ! ઓ મારા ગુણી ગાયક ! વીણા એમ જ પડી રહેશે ? ત્યારે તો તારી હાર થઈ ! માત્ર સૂર જ મેળવ્યા ! જો તારો હાથ તારને સ્પર્શ કરશે તો જ સૂર નીકળશે. નહિતર એ ધૂળમાંજ પડી રહેશે અને લજવાશે.

૧

હા, હા. એના રાજ્યમાં સોનાની ખાણુ છે તે—

કુન્દન.

અને એની પશુશાળામાં કાંઇ નહિ તો ૫૦૦૦૦ ઢોર છે!

૧

એ એકાએક આપણે વાળી લાવીએ! કેવો અન્યાય! અસહ્ય!

૪

હા, હા. એ બધું આંકાવવું જોઇએ. કેટલી ઉદ્ધતાઇ!

૧

ચાલો! રાજાને આ બાબતની ખબર કરીએ પણ હમણા આ વૈરાગીને લઇ જઇને શું કરશું? એને અહીં જ રહેવા દો.

[ તેઓ જાય છે.

ધનંજય.

( ગાન )

કે સે રાખલેઇ કિ પડે રબે? ( ઓ અબોધ )
જેતાર દામ જાને સે કુડિયે લબે. ( ઓ અબોધ )
ઓજે કોન્ રતનતા દેખ્ના ભાબિ,
ઓર પરે કિ ધુલોર દાબી?
ઓ હારિયે ગેલે તાઁરિ ગલાર
હાર ગાઁથા જે બ્યર્થ હોબે.
ઓર ખોંજ પડેચે જાનિસ્ ને તા?
તાઇ દૂત બેરલો હેથા સેથા.
જોરે કોરૂલિ હેલા સબાઇ મિલિ

આદર જે તાર બાડિયે દિલિ,
જારે દરદ દિલિ, તાર બ્યથા કિ
સેઇ દરદીર પ્રાણે સોબે ?[१]

[ કુન્દન ફરીથી પ્રવેશ કરે છે. ]

**કુન્દન.**

બાપુ, તમારૂં બંધન છોડી નાખું છું, માઠું ન લગાડશો. તમે અત્યારે ઘર તરફ નાસી જાઓ. કોણ જાણે, આજ રાતે—

**ધનંજય.**

આજ રાતે કદાચ બોલાવે એટલા માટે તો ઘેર જતો નથી.

**કુન્દન.**

અહિં તમને શામાટે બોલાવે ?

**ધનંજય.**

ઉત્સવ આટોપવા માટે.

**કુન્દન.**

તમે શિવતરાઇના રહેવાસી થઇને ઉત્તરકૂટના—

**ધનંજય.**

ભૈરવના ઉત્સવમાં હવે ફક્ત શિવતરાઇના લોકોનીજ આરતી બાકી છે.

---

૧ ફેંકી દેવાથી કાંઈ એ પડયું રહેશે ? ( ઓ મૂર્ખ ) જે. તેની કીંમત જાણતો હશે તે તેને ઉપાડી લેશે. એ કેવું રત્ન છે એ જરા વિચારી તો જો. એના પર કાંઈ ધૂળની તો માલેકી નથી ને ? ! એ ખોવાઈ જશે તો તેના ગળાના હારનું ગૂંથણ અવરથા જશે. તેની શોધ થાય છે એ નથી જાણતો ? તેથી તો દૂતો અહિં તહિં ફરે છે. તમે બધાયે મળીને તેની ઉપેક્ષા કરી છે તેથી તેની કીંમત વધી ગઇ છે. જેને તમે પીડો છો તેની પીડા એ દરદી એ પીડા સહન કરનાર સહન કરશે ?

( નેપથ્યે )

જાગો, ભૈરવ, જાગો.

કુન્દન.

મને આ ઠીક નથી લાગતું, જઉં છું.

( બન્ને જાય છે.

[ ઉત્તરકૂટના બે રાજદૂત પ્રવેશ કરે છે. ]

૧ દૂત.

હવે કઇ દિશામાં જવું ? નવઆનુના રબારીઓએ તો કહ્યું કે અમે યુવરાજને આજ રસ્તે થઇને પશ્ચિમ દિશા તરફ જતા જોયા છે.

૨ દૂત.

મહારાજનો હુકમ છે કે રાતની રાતમાંજ એમને ખોળી કાઢવા જોઇએ.

૧ દૂત.

લોકવાયકા છે કે એમને મોહનગઢ લઇ ગયા છે. પરંતુ ગાંડી અંબાના કહેવાથી સાફ જણાય છે કે યુવરાજ આજ રસ્તે થઇને ગયા છે.

૨ દૂત.

પરંતુ આવા અંધકારમાં એ એકલા ક્યાં ગયા હશે તે સમજાતું નથી.

૧ દૂત.

મશાલ વિના આપણાથી તો એક ડગલું યે આગળ ભરાય એમ નથી. ચાલો, કોટવાલ પાસેથી મશાલ લઇ આવીએ.

[ બન્ને જાય છે.

( એક પથિક પ્રવેશ કરે છે. )

પાથક. ( બૂમ પાડીને )

બુદ્ધન! શંભુ! બુદ્ધ...ન! એ શંભુ! આ તો પીડા! ટૂંકે રસ્તેથી આવી અમે તને અધવચ્ચેજ પકડી પાડશું કહી મને સૌ પહેલાં રવાના કર્યો; અને એમનો તો ક્યાંયે પત્તો નથી. (ઉંચું જોઇને) અંધારામાં પેલું કાળયંત્ર મારી સામે કેવું ચાળા કરે છે. કેવું બ્હીવડાવે છે!

(બીજો પથિક પ્રવેશ કરે છે.)

કોણ છે એ? બોલતો કેમ નથી? કોણ બુદ્ધન?

૨ જો પથિક.

ના. એ તો હું નિંકુ બત્તીવાળો. રાજધાનીમાં આજ રાત આખી ઉત્સવ થવાનો છે. ત્યાં બત્તીઓ ઘણી ખપશે. માટે હું ત્યાં જઉંછું. પણ તમે કોણ?

૧ પથિક.

હું? હું હુબ્બા-રામલીલાવાળો. રસ્તામાં કોઈ આંદુ કે રામલીલાની મંડળી જોઇ?

નિંકુ.

ઘણાયે માણસો આવે છે તેમાં કોને ઓળખવા જવા?

હુબ્બા.

પણ અમારો આંદુ ઓર તરેહનો માણસ છે. એને ઓળખવા માટે કાંઇ ચસ્મા નથી ચડાવવા પડતા. એ તો બધાંને કોરાણે મૂકી એકલો આગળ તરી આવે એવો છે.-પણ તમારા ટોપલામાં બત્તીઓ તો ઘણી લાગે છે. એકાદ મને આપો ને. ઘરબેઠાં માણસો કરતાં વટેમાર્ગુને અજવાળાંની વધારે જરૂર હોય છે.

નિંકુ.

કેટલા પૈસા આપશો?

હુબ્બા.

દમડા જ જો ગાંઠમાં હોત તો આમ નરમાશથી શા માટે બોલત ? હુકમ કરતાં નહોતું આવડતું !

નિં'કુ.

વિદુષક લાગે છે !

[ જાય છે.

હુબ્બા.

બત્તી તો ન મળી પણ વિદુષક તો લેખાયા. એ યે ઠીક ! વિદુષકની પણ ખુબી છે કે ઘોર અંધારે પણ ઓળખાઇ આવે ! ઓહો. પણ આ તમરાંનો ઝણઝણાટ તો આખાં આકાશમાં જાણે છવાઇ ગયો છે. પુણ ના. આ બત્તીવાળાની સાથે તો આમ વિદુષકવેડા નહોતાજ કરવા જોઇતા. જરા રોફથી કામ લીધું હોત તો ફાવી જાત.

( એક બીજો પથિક પ્રવેશ કરે છે. )

પથિક.

એય ઓ !

હુબ્બા.

બાપરે ! આમ હબકાવે કાં ?

પથિક.

ચાલ હવે !

હુબ્બા.

અરે ભાઇ, હું પણ એ જ વિમાસણમાં હતો. ટોળીના માણસોને છોડીને આગળ ચાલ્યા આવ્યા પછી કેમ અટકી જવું પડે છે એનો ભેદ મનમાં ઠસાવવાનો પ્રયત્ન કરતો હતો.

પાથક.

ટાળીના માણસો તૈયાર છે. ફક્ત તુંજ બાકી છે.

હુબ્બા.

શું કહ્યું? અમે તિન મોહનાવાળાઓમાં એક મોટી ખોડ છે કે જ્યાં સુધી એક મગની બે ફાડ કરીને કોઇ ન કહે ત્યાં સુધી કાંઇ સમજાયજ નહિ. તમે મારી ટોળી કોને કહો છો?

પથિક.

અમે ચણુઆગામવાળાઓમાં પણ મોટી ખોડ છે કે અમે એક મગની બે ફાડ કર્યા વગરજ અમારૂં કહેવું સમજાવી દઇએ છીએ. (ધક્કો મારે છે) કેમ, હવે તો સમજ પડીને?

હુબ્બા.

હં પડી. એનો સીધો અર્થ એટલો કે મારે તમારી સાથે ચાલવું, પછી મરજી હો યા ન હો. પણ ક્યાં? મહેરબાની કરીને આ સવાલનો જવાબ જરા કુંણો આપજો, હો! તમારી વાણીના પહેલા ધક્કાએ મારાં ભેજાંને ઠેકાણે આણ્યું છે.

પથિક.

શિવતરાઈ જવાનું છે.

હુબ્બા.

શિવતરાઇ! આ અમાસની રાતે? ત્યાં કયો ખેલ ભજવવાનો છે?

પથિક.

નંદીસંકટેશ્વરના ભાગેલા ગઢને ફરી બાંધવાનો.

હુબ્બા.

અને તે મારી મદદથી? ભાઇસાહેબ, આ ઘોર અંધારી રાતે આપ મારૂં ડાચું નથી જોઇ શકતા નહિતર આવી વાત જ કરત. હું તો—

પથિક.

તું ગમે તેવો કેમ નથી! એ હાથ તો છે ને?

હુબ્બા.

જવાની આળસે રહી ગયા છે! પણ—

પથિક.

હાથની શક્તિનું માપ મ્હોડાથી નથી થવાનું. વખત આવ્યે એની મેળે થઇ રહેશે. હાલ તો ઉઠ.

( બીજો પથિક પ્રવેશ કરે છે. )

૨ પથિક.

કંકર. આ એક બીજો જણ પણ મળી ગયો છે.

કંકર.

કોણ છે એ?

૩

હું તો કોઇ નથી, ભાઈ. એ તો હું લછમન. ઉત્તર ભૈરવના મંદિરમાં ઘંટ વગાડું છું.

કંકર.

એ તો બહુ ભારી વાત! હાથ બળુકા હશે. ચાલ શિવતરાઈ.

લછમન.

પણ મંદિરમાં ઘંટ—!

કંકર.

એ તો ભૈરવ પોતે જ પોતાની મેળે વગાડી લેશે.

લછમન.

અરે, પણ તમને ભૈરવની આણ છે. મારી સ્ત્રી બીચારી બીમાર પડી છે.

કંકર.

એ તો તું નાહ હોય તો પણ સાજી થવાની હશે તો થશે નહિંતર મરી જશે.

હુબ્બા.

ભાઈ લછમન, રકઝક ન કર. માની જા. કામમાં તો જોખમ હોય છે જ. પરંતુ કામની ના પાડવામાં પણ જોખમ રહેલું છે. અને મેં તેનો સ્વાદ ચાખ્યો છે.

કંકર.

અરે, આ તો નરસિંહનો સાદ લાગે છે.

[ કેટલાક માણસોને લઈને નરસિંહ પ્રવેશ કરે છે. ]

કેમ ? નરસિંહ, ખબર તો સારા છે ને ?

નરસિંહ.

આ જોને ! આખું ટોળું પકડી આણ્યું છે, અને કેટલાંકને તો આગળથી રવાના યે કરી દીધા છે.

કંકર.

ત્યારે ચાલો. માર્ગમાં બીજા પણ મળી જશે.

ટોળીમાંનો એક.

હું નહિ આવું.

કંકર.

શા માટે ? તને શું છે ?

એક.

કંઈ નહિ. પણ હું નહિ આવું.

કંકર.

નરસિંહ, આનું નામ શું ?

નરસિંહ.

બનવારી. એ કમળકાકડીના હાર ગૂંથે છે.

કંકર.

હં. એને સરખો કરવા દે. કેમ અલ્યા, ચાલવાની ના પાડે છે?

બનવારી.

શિવતરાઇના લોકો સાથે મારે કાંઇ ઝગડો નથી. તેઓ મારા વેરી નથી.

કંકર.

ઠીક. ધાર કે આપણે એમના વેરી છીએ. તો એ પણ એક કર્તવ્યજ છે.

બનવારી.

અન્યાય સાથે સહકાર કરવાનું હું ધિક્કારૂં છું.

કંકર.

જ્યાં ન્યાય અન્યાયનો નિર્ણય કરવાનું સ્વાતંત્ર્ય હોય ત્યાં જ અન્યાય એ અન્યાય છે. ઉત્તરકૂટ વિરાટ્ છે. એ વિરાટના અંશરૂપે તમારા દ્વારા જે કાંઇ થાય તેની જવાબદારી તમારે શિરે નથી.

બનવારી.

ઉત્તરકૂટથી યે એક બીજી વસ્તુ વિરાટ છે. ઉત્તરકૂટ તેમજ શિવતરાઇ બન્ને એ વિરાટ્ના અંગો છે.

કંકર.

નરસિંહ, આતો દલીલો કરે છે. દેશ માટે આના જેવી બીજી કોઇ ય આપત્તિ નહિ હોય.

નરસિંહ.

સખ્ત કામે લગાડી દઇશું એટલે તર્કવાદ ભૂલી જશે. એટલા જ માટે તો મેં એને લીધો છે.

બનવારી.

હું તો તમને માત્ર ભારરૂપ જ થઇશ. કાંઇ કામ નહિ આવું.

કંકર.

તું ઉત્તરકૂટને ભારરૂપ છે. અમે તારાથી છૂટવાનો આ ઉપાય શોધી કાઢ્યો છે.

હુબ્બા.

દોસ્ત બનવારી ! તું વિચારકરવાવાળાના વર્ગનો છે; પણ દુનીઆમાં એક બીજો વર્ગ પણ છે જેને સત્તાધારી વર્ગ કહે છે. તમે બન્ને વર્ગો આપસમાં વખતો વખત આખડી પડો છો. કાંતો તમે તેની પ્રણાલી શીખી લો, કાંતો પોતાની છોડી ઠંડા થઇને બેસી જાઓ.

બનવારી.

તારી પ્રણાલી શી છે, ભાઇ ?

હુબ્બા.

હું ગીતો ગાઉં છું, પણ અહિં કંઈ ખાટવાનું નથી જાણી સૂર નીકળતા નથી. નહિંતર હમણાજ તાન લગાવી દઉં.

કંકર. ( બનવારીને )

કેમ, હવે તારો શો વિચાર છે ?

બનવારી.

હું એક ડગલું પણ આગળ નહિ ભરૂં.

કંકર.

તો અમારે તને ભરાવવું પડશે. બાંધો એને !

હુબ્બા.

એક વાત કહું. પણ કંકર દાદા, ગુસ્સો ન કરજો હોં ! આને ઘસડી જવામાં જે જોર ગુમાવો છો તે સંઘરી રાખશો તો કોઇ બીજે સારે વખતે કામ લાગશે.

કંકર.

જેઓ ઉત્તરકૂટની સેવા કરવા રાજી નથી તેઓને દાબી દેવાની પણ આપણી એક ફરજ છે. વખત આવ્યે એ વાત પણ સમજાશે.

હુબ્બા.

આમાંથી જ બધું સમજાઇ જાય છે ને !

[ નરસિંહ તથા કંકર સિવાય બીજા બધા જાય છે. ]

નરસિંહ.

અરે, વિભૂતિ આવે છે, યંત્રરાજ વિભૂતિનો જય !

[ વિભૂતિ પ્રવેશ કરે છે. ]

કંકર.

કામ ઘણું આગળ વધ્યું છે. માણસો પણ ખૂબ મળ્યા છે. પણ તમે અહિં કેમ ? ઉત્સવમાં તમારી વાટ જોવાતી હશે.

વિભૂતિ.

ઉત્સવ માણવાનો મને ઉમંગ રહ્યો નથી.

નરસિંહ.

કેમ, ભલા ?

વિભૂતિ.

મારા યશને ખંડિત કરવાને ખાતર જ નંદીસંકટનો ગઢ ભાગ્યાના ખબર બરાબર આજે જ અહિં પહોંચ્યા છે. મારી સાથે હરીફાઇ ચાલી રહી છે.

કંકર.

કોણુ છે એ હરીફ ? યંત્રરાજ !

વિભૂતિ.

નામ દેવા નથી ઇચ્છતો. બધા ય જાણે છે. અત્યારે તો મોટો કોયડો એ છે કે ઉત્તરકૂટમાં વધારે સત્કાર એનો થશે કે મારો. એક વાત તમે નથી જાણતા. મારૂં હૈયું ભાગવાને સામા પક્ષનો એક દૂત મારી પાસે આવ્યો હતો અને અમે મુક્તધારાનો બંધ પણુ ભાગીશું એવો ધમકીભર્યો જાસો દઇ ગયો.

નરસિંહ.

આ કંઈ જેવી તેવી વાત નથી.

કંકર.

તમે એ સાંખી રહ્યા, વિભૂતિ ?

વિભૂતિ.

પાગલોના બકવાદનો પ્રતિવાદ કરવો ફોગટ છે.

કંકર.

પણુ વિભૂતિ, આટલા બધા બેફિકર રહેવું યોગ્ય છે ? તમે જ તો કહેતા હતા ને કે બંધના બાંધકામમાં એકાદ એ સ્થળે કચાશ રહી ગઈ છે; અને તેનો પત્તો લાગી જતાં કાંઈ જ સહેલાઇથી—

વિભૂતિ.

હા. પણ જેઓ એ જાણે છે તેઓ સાથે એ પણ જાણે છે કે એ સ્થળોએથી બંધન તોડવા જતાં તેઓ પોતે પણ ધોધમાં તણાઇ મરી જશે.

નરસિંહ.

પણ એ ઠેકાણે પંડેરો રાખ્યો હોય તો ઠીક નહિ ?

વિભૂતિ.

તે ઠેકાણે સ્વયં યમરાજ પહેરો ભરે છે. બંધ ને માટે લગીરેય ભય નથી. હાલઘડી તો નંદીસંકટેશ્વરનો માર્ગ જો રોકી શકાય તો મને નીરાંત વળે.

કંકર.

એ તમારે માટે અઘરૂં નથી.

વિભૂતિ.

ના, મારૂં યંત્ર તૈયાર છે. મૂશ્કેલી માત્ર એટલી છે કે એ ઘાંટી બહુ જ સાંકડી છે. થોડા એક માણસો પણ એમાં અનાયાસે બાધા કરી શકે એમ છે.

નરસિંહ.

બાધા વળી કોણ કરશે ! મરતાં મરતાં પણ મેળવીશું.

વિભૂતિ.

પણ એમ મરવાવાળા માણસો તો જોઇએ ને ?

કંકર.

મારનારાઓ હોય તો મરનારાઓનો ટોટો નથી.

[ નેપથ્યે ]

જાગો, ભૈરવ જાગો !

[ ધનંજય પ્રવેશ કરે છે. ]

જુઓ, આ પહેલે જ પગલે અપશુકન !

વિભૂતિ.

વેરાગી, તારા જેવા સાધુડા આજ સુધી ભૈરવને જગાડી શક્યા નહિ. હવે તો જેને તમે પાખંડી કહોછો તે અમેજ ભૈરવને જગાડવા જઇએ છીએ.

ધનંજય.

એ વાત હું માનું છું. ભગવાનને જગાડવાનો ભાર તમારે માથે છે.

વિભૂતિ.

પણ તમારી ઘંટાઓ વગાડીને કે આરતી ઉતારીને અમે એને જગાડવાના નથી હોં !

ધનંજય.

ના તમે તો એને બાંધશો. અને બંધ તોડવા માટે એ જાગશે.

વિભૂતિ.

પણ અમારા બાંધેલા બંધ તોડવા એ જેવી તેવી વાત નથી એમાં તો આંટી ઉપર આંટી અને ગાંઠ ઉપર ગાંઠ છે.

ધનંજય.

પાપનો ભાર અસહ્ય થશે ત્યારેજ પ્રભુ જાગશે.

[ ભૈરવપંથીઓ પ્રવેશ કરે છે. ]

ગાય છે:—

જય ભૈરવ, જય શંકર,
જય જય જય પ્રલયંકર !
જય સંશય–ભેદન,
જય બંધન–છેદન,
જય સંકટ–સંહર,
શંકર, શંકર !

[ જાય છે.

[ રણજીત તથા મંત્રી પ્રવેશ કરે છે. ]

મંત્રી.

મહારાજ, શિબિર છેક જ ઉજ્જડ થઇ ગયેલ છે; અનેક સ્થળોએ બળી રાખ થઈ ગયેલ છે. થોડાક પહેરેગીરો હતા તેઓ તો–

રણજીત.

તેમની વાત જવા દો. અભિજીત ક્યાં છે તે જાણવા ચાહું છું.

કંકર.

મહારાજ, યુવરાજના ગુનાને માટે દંડનો અમે દાવો કરીએ છીએ.

રણજીત.

દંડને યોગ્ય હોય છે તેને દંડ દેવામાં હું કદી તમારા દાવાની વાટ જોઉં છું ખરો કે ?

કંકર.

તેમને બહુ યે ખોળતાં ન જડવાથી લોકો મનમાં વહેમાય છે.

રણજીત.

વહેમાય છે ? કોના ઉપર ?

કુંકર.

ક્ષમા કરો, મહારાજ. પ્રજાના મનનો ભાવ તમારે પોતે જ સમજી લેવો જોઇએ. યુવરાજની ભાળ લાગવામાં જેટલી ઢીલ થાય છે તેટલી જ પ્રજાના મનની અધીરાઇ વધે છે; અને જ્યારે ભાળ લાગશે ત્યારે તેને દંડ દેવામાં પ્રજા રાજાના ચૂકાદાની રાહ નહિ જુવે.

વિભૂતિ.

હા. મહારાજના આદેશની રાહ જોયા વિનાજ નંદીસંકટેશ્વરના ભાગેલા ગઢને સમારવાનો બોજો અમે અમારા માથે કયારનો ય વહોરી લીધો છે.

રણુજીત.

અમારા માથે જ શામાટે ન રહેવા દીધો ?

વિભૂતિ.

આપના કુમારના આ અપકીર્તિભર્યા કાર્યમાં આપનો પણ છાનો હાથ છે એવી શંકા લાવવાનો પ્રજાને સંપૂર્ણ હક્ક છે.

મંત્રી.

મહારાજ, પ્રજાજનોના મન એક બાજુએ આત્મશ્લાઘાથી તથા બીજી બાજુએ ક્રોધથી ઉશ્કેરાઇ ઉઠયાં છે. આજે આપની અધીરાઇથી તેમની અધીરાઇને ભડકાવી મૂકવી ઉચિત નથી.

રણુજીત.

કોણુ એ ? ધનંજય લાગે છે ?

ધનંજય.

મારાં અહોભાગ્ય કે હજુ મહારાજ મને વીસર્યા નથી.

રણુજીત.

વેરાગી ! કહે, યુવરાજ કયાં છે ? તું જરૂર જાણે છે.

ધનંજય

ના, મહારાજ. જેને હું ખરેખર જાણતો હોઉં છું તેને હું છુપાવીજ નથી શકતો.

રણજીત.

તો અહિં શું કરે છે ?

ધનંજય.

યુવરાજના આગમનની વાટ જોઉં છું.

[ નેપથ્યે ]

સુમન ! ભાઇ સુમન ! અંધારૂં થઇ ગયું છે. જો, ઘોર અંધારૂં થઇ ગયું છે.

રાજા.

એ કોનો સ્વર ?

મંત્રી.

એ તો પેલી ગાંડી અંબા.

[ અંબા પ્રવેશ કરે છે. ]

એ તો હજુ પાછો નથી આવ્યો.

રણજીત.

તું એને શામાટે શોધે છે ? સમય થઇ ગયો હતો એટલે ભૈરવે તેને બોલાવી લીધો.

અંબા.

ભૈરવ માત્ર બોલાવી જ લે છે ? કોઇને પાછા નથી ફરવા દેતો ? છાનોમાનો ? ઘોર રાતે ? સુમન ! મારા સુમન !

[ અંબા જાય છે.

[ દૂત પ્રવેશ કરે છે. ]

દૂત.

મહારાજ શિવતરાઈ ભણીથી હજારો લોકો આણીગમ ધસ્યા આવે છે.

વિભૂતિ.

આ શું ? એમના ઉપર અચાનક હુમલો લઇ જઇ એમને નિશસ્ત્ર કરવાની તો આપણી યોજના હતી, જરૂર તમારામાંથી કોઇક ફૂટયો છે તેણે એ બાતમી તેમને આપી હશે. કંકર ! તમે થોડાક માણસો સિવાય બીજા કોઈ આ વાત જાણતા નહોતા ત્યારે—

કંકર.

વિભૂતિ ! અમારા ઉપર પણ શંકા !

વિભૂતિ.

શંકાને સીમા જ નથી.

કંકર.

ત્યારે તો અમને તમારા ઉપર શંકા છે.

વિભૂતિ.

તમને તે હક્ક છે. ખરે ખબરો પડી રહેશે.

રણજીત. ( દૂતને )

ખબર છે કે તેઓ શા હેતુથી આવે છે ?

દૂત.

તેઓએ સાંભળ્યું છે કે યુવરાજ કેદમાં છે. તેઓ તેમને મુક્ત કરવાનું પણ લઇને આવે છે અને તેમને અહિંથી લઇ જઇ શિવતરાઇની ગાદી આપવા ચાહે છે.

અમે તથા તેઓ બન્ને પક્ષ યુવરાજની શોધમાં છીએ. જોઇએ છીએ કે તે કોને હાથ પડે છે.

ધનંજય.

તે બન્નેને હાથ પડશે. તેમને પક્ષપાત નથી.

દૂત.

પેલો ગણેશ આવે–શિવતરાઇનો આગેવાન.

[ ગણેશ પ્રવેશ કરે છે. ]

ગણેશ. ( ધનંજયને )

બાપુ, અમને તે મળશે કે ?

ધનંજય.

હા.

ગણેશ.

ખાતરીપૂર્વક કહો છો ?

ધનંજય.

હા, તમને તે મળશે જ.

રણુજીત.

કોને શોધો છો ?

ગણેશ.

મહારાજ, તેમને છોડવા જ પડશે.

રણુજીત.

કોને ?

ગણેશ.

અમારા યુવરાજને. તમને તેમની જરૂર નથી પણ અમને છે. અમારૂં સર્વસ્વ તમે અટકાવી રાખશો? એમને પણ?

ધનંજય.

મૂર્ખ. તેમને કોણ અટકાવી શકે?

ગણેશ.

અમે તેમને અમારા રાજા બનાવશું.

ધનંજય.

હા, જરૂર. તે રાજમુકુટ ધારણ કરીને જ આવે છે.

( ભૈરવપંથીઓનો પ્રવેશ. )

ગાય છેઃ—

તિમિર-હૃદ વિદારણ,
જવલદગ્નિ-નિદારુણ,
મરૂ-શ્મશાન-સંચર,
શંકર, શંકર!
વજ્રઘોષ-વાણી,
રૂદ્ર શૂલ-પાણિ,
મૃત્યુ-સિન્ધુસંતર,
શંકર, શંકર!

[ જાય છે.

[ નેપથ્યે ]

માડી સાદ કરે છે, સુમન, માડી બોલાવે છે. આવો આવ, સુમન!

**વિભૂતિ.**

આ શું સંભળાય છે? આ કોનો શબ્દ?

**ધનંજય.**

એ હાસ્ય છે. અંધકારના હૃદયમાંથી પ્રગટતું એ અટ્ટહાસ્ય છે.

**વિભૂતિ.**

એઃ ચૂપ. સાંભળવા તો દે કઇ દિશામાંથી એ શબ્દ આવે છે.

[ નેપથ્યે ]

ભૈરવનો જય હો!

**વિભૂતિ.**

આ તો સ્પષ્ટ જલઘોષનો જ શબ્દ

**ધનંજય.**

આ તો તાંડવના આરંભનો પ્રથમ ડમરૂધ્વાન!

**વિભૂતિ.**

ઘોર વધતો જ જાય છે!

**કંકર.**

જાણે—

**નરસિંહ.**

હા, જાણે—

**વિભૂતિ.**

હા, હા. એમાં લગીરેય સંદેહ નહિ. મુક્તધારાના બંધ તૂટ્યા છે. પણ એ કોણે તોડ્યા—કોણે તોડ્યા? એનો છૂટકો નથી. એ મૂઓ [illegible],

[ વિભૂતિ, નરસિંહ તથા કંકર ઉતાવળે પગલે જાય છે.

રણજીત.

મંત્રી, આ વળી શું ?

ધનંજય.

બંધ ભાગ્યાના ઉત્સવનો આ સાદ પડે છે.

ગાય છે:—

વાગે રે વાગે ડમરૂ વાગે,
હૃદય માંહિ, હૃદય માંહિ.

મંત્રી.

મહારાજ, આ તો—

રણજીત.

હા, આ કામ તો એનું જ હોવું જોઇએ.

મંત્રી.

એના સિવાય બીજું કોણ—

રણજીત.

હાં, બીજું કોણ આવું સાહસ કરે ?

ધનંજય.

ગાય છે:—

નાચે રે નાચે ચરણ નાચે;
પ્રાણ પાસે, પ્રાણ પાસે.

રણજીત.

મંત્રી. જો એને દંડ દેવો હશે તો હું દઇશ પરંતુ આ બધી ઉન્મત્ત બનેલી પ્રજાના હાથમાંથી—મારા અભિજીત દેવતાઓને પ્રિય છે—દેવતાઓ તેનું રક્ષણ કરો !

ગણેશ.

બાપુ, આ બધું શી રીતે બની ગયું? કાંઇ સમજાતું નથી.

ધનંજય.

ગાય છે:—

પ્રહર જાગે, પ્રહરી જાગે;
તારાય તારાય કાંપન લાગે.

રણજીત.

કોઇકનો પગરવ સંભળાય છે! અભિજીત! અભિજીત!

મંત્રી.

હા. હોવા તો એજ જોઇએ.

ધનંજય.

ગાય છે:—

મરમે મરમે વેદના ફુટે,
બંધન તૂટે, બંધન તૂટે.

[ સંજય પ્રવેશ કરે છે. ]

રણજીત.

આ રહ્યો સંજય! અભિજીત ક્યાં?

સંજય.

મુક્તધારાનો પ્રવાહ તેને લઇ ગયો. મને ન મળ્યો.

રણજીત.

શું કહે છે, કુમાર?

સંજય.

યુવરાજે મુક્તધારાના બંધ ભાગ્યા.

રણજીત.

સમજ્યો. એની મુક્તિમાં પોતે મુક્તિ મેળવી છે. સંજય, તને તે સાથે લઇ ગયો હતો ?

સંજય.

ના, પરંતુ મારા મનમાં જ કાંઇ એમ થઇ આવ્યું કે તે ત્યાં જ જશે. હું ત્યાં ગયો અને અંધકારમાં એમની વાટ જોતો ઉભો– પરંતુ બનવાવાળું બની ગયું. તેમણે મને ત્યાં જ રોક્યો. આગળ ન જ જવા દીધો.

રણજીત.

પછી ?

સંજય.

બંધની એકાદ ત્રુટની માહિતી એમને ક્યાંકથી મળી ગઇ હતી. તે ઠેકાણે તેણે યંત્રાસુર ઉપર ઘા કર્યો. યંત્રાસુરે તેને સામો ઘા કર્યો. તેજ વખતે મુક્તધારા તેના એ ઘવાયલા દેહને માતાની પેઠે ખોળામાં લઇને ચાલી ગઇ.

ગણેશ.

યુવરાજને અમે શોધવા ફરીએ છીએ તો એ હવે અમને નહિ મળે ?

ધનંજય.

સદાને માટે એ તમને મળ્યો છે.

( ભૈરવપંથીઓ પ્રવેશ કરે છે. )

ગાય છેઃ—

જય ભૈરવ, જય શંકર;
જય જય જય પ્રલયંકર!
જય સંશય-ભેદન,
જય બંધન-છેદન,
જય સંકટ-સંહર,
શંકર, શંકર!
તિમિર-હૃદ્ વિદારણ,
જ્વલદગ્નિ-નિદારુણ,
મરુ-શ્મશાન-સંચર!
શંકર, શંકર!
વજ્રઘોષ-વાણી,
રુદ્ર, શૂલ-પાણિ,
મૃત્યુ-સિંધુ-સંતર
શંકર, શંકર!

